# ગુલબંકાવળીની

# વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

મહાદેવ રામચંદ્ર જાગુટે બુકસેલર,

[illegible] દરવાજા—અમદાવાદ.


પ્રત ૪૦૦૦ | આવૃતિ ૫ મી.

સને ૧૮૨૮ | સંવત ૧૯૮[illegible]

શ્રી પ્રજાહીતાર્થ પ્રીન્ટીંગ પ્રેસમાં પા. સોમાભાઈ દલપતરામે છાપ્યું. શાહપુર નવીપોળ—અમદાવાદ.


કિંમત ૧-૮-૦

અસંખ્ય ધારાથી ઉડતો ભકિતરસનો ફુવારો

# અમર ચરિત્ર.

## ભાગ ૧—૨—૩—૪—૫

ભકત બાપાલાલ વેણીરામ કૃત.

હાથમાંથી હેઠે મુકવાની ઇચ્છાજ ન થાય, એવો નિરંતર પાસે રાખવા લાયક લોકપ્રિય ગ્રંથ

ભકિત રસનો મહિમા વિશ્વવિખ્યાત છે, આમાં સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ, વીર, હાસ્ય, કરૂણા, શૃંગાર, શાન્ત, અદ્દભુત અને ભયાનક રસથી ભરપુર એવા અસંખ્ય આખ્યાનોનો સંગ્રહ છે. આખ્યાનો ઘણીજ સરળ ભાષામાં લખાયેલા હોવાથી નાના બાળકો તેમજ સ્ત્રીઓને પણ વાંચવા સુગમ પડે છે. પૌરાણીક વિષય આવી સરળ ભાષામાં સમજાવ્યો હોય એવો આ શિવાય બીજો એક ગ્રંથ નથી. થોડાજ સમયમાં આ પુસ્તકની પ્રથમ ભાગની દસ આવૃતિ ખલાસ થઇ છે તેમજ બીજા ભાગની સાત આવૃતિ ખલાસ થઇ છે એજ એના સારાપણાની ખાત્રી બસ છે. દરેક ભાગની કિંમત રૂ. ૩) મુજબ પાંચ ભાગની કિંમત રૂ. ૧૫-૦-૦ પોસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# ગુલબંકાવળીની અસલી વારતા.

## મંગલાચરણ.

### દોહરો.

શ્રીગણપતી આરાધીએ, પ્રભુ બેઉ કરજોરે;
સહુ મળી કવી કરૂણા કરો, કોઇમાં દેશો ખોડ. ૧
સરસ્વતીમા કરૂણા કરો, વાણી આપો શુદ્ધ;
ખોટું ખરૂં લેતા નથી, ક્યાં તમારી બુધ. ૨
પ્રથમ ઇષ્ટદેવને પ્રણમું, જેની મુજપર સહાય;
કરૂણા કરો હું કરગરૂં, એ ગ્રંથ ચાલતો થાય. ૩

ચોપાઇ—સીરકસ્તાન નામે એક ગામ, જલદસંગ રાજાનું નામ; રાજ ચલાવે રૂડી પેર, ઘણી અલખત છે તેને ઘેર, વરણ અઢારે વાસો રહે, શોભા ઇંદ્રના સરખી વહે, રાજાને પ્રધાનજી સહી, તે પણ અતી ડાહ્યો છે તહી. તે રાજાને રાણી એક, તેહ તણો સું કહુ વિવેક, તેને પુત્ર પ્રગટયા છે ચાર, તેની શોભાનો નહી પાર, ફરી પુત્ર જનમીયો એક, તેના લેખ કર્યા સુવીવેક, જોશીએ રાજાને કહ્યું, તે લેખમાં એક કઉતક થયું, રાજા બોલ્યો મુખથી વાણ, કહો જોશીજી ચતુરસુજાણ, સાંભળને જોશી કહે રાય, તે લેખ તણો મહીમાય. પુત્રનું મુખ જોશો જ્યારે, આંખે અંધ થશો ત્યાહરે; ત્યારે રાજા ચમક્યો મન, જોશી કહે છે સત્ય વચન.

દોહરો—રાજાએ વજીર તેડાવીયો, કહી માંડીને વાત, કહે વજીર હવે શું થશે, કાર્ય શું કરવું ભાત. ૧ પુત્રનું મુખ જોવું નહીં; શું છે પુત્રનું કામ; મુકો એને વન જઈ, ન આવે આ ઠામ. ૨ વજીર તમે ચોકી કરો, ના મુકો વીસો એહ; જાળવજો જુગતે કરી, સાચું કહું છું તેહ. ૩ વજીર ત્યાંથી સંચર્યો ગયો વન મોજાર, બાર ગાઉ ઉપર જઇ કરે જતન અપાર.

ચોપાઇ—એ વાતતો અહીંથી રહી, ઘેર રાજાની શીગત થઇ; વજીર ગયા પછી શું થયું, પેર તેહની પ્રીતે કહું, એક સમે પોતે રાજન, નીકળ્યા મીજબાનીએ વન; ભુપ બેઠો વાડીમાં જઇ, ખાનપાન કરેછે સહી. મૃગીયા રમવાને નીકળ્યો બહાર, સાથી પોતે તેડયા સાર; સાથે સાથી તેને સહી, શીકાર કરવાની ઇચ્છા થઈ, મૃગ એક દીઠું વન મોજાર, સાંધ્યું બાણ મુકયા તો ખાર; જાણે ઘાયલ કરૂં આવે લાગ નાસે હરણ ત્યાં અથાગ, પુઠે રાયે મુકયો તોખાર, નાસે તે તો વન મોજાર. સાથી સૌ પાછવાડે રહ્યા, રાજા હરણની પુંઠે ગયા, સાત જોજન તે નાઠું જાણુ તે હરણના લીધા પ્રાણુ. અશ્વ રાખ્યો ઉભો તે ઠામ, થઇ ગયું રાજાનું કામ. પુત્ર પાંચમો તાજલમુખ નામ, જેણે નીજ તજાવ્યું ગામ, મુખ જુવે તો અંધજ થાય. જાણી કહાડયો જંગલમાંય. એક દીવસ પ્રધાનજ સહી, શીખનાં વચન કુંવરને કહી, તેથી ક્રોધ ચઢાવી કરી, આવ્યો સુત ભમતો ફરી, તેના જોગ આવીને મળ્યા, લખ્યા લેખ ટળે નહી ટળ્યા, દીઠો આવતો રાજકુમાર, જાણે બીજો ઇંદ્ર અવતાર, ધન્ય ધન્ય એ જનુની તંન, જેની કુંખે થયું રતન; દષ્ટ ભરી જોયો જેટલે, રાજા અંધ થયો તેટલે.

છપ્પો—ટળશે ભુંડી ભુખ, કંઇક ઉદ્યમ કરનાથો, ટળશે

અંતરનો ભેદ દેશ પરદેશ ગયાથી ટળશે દેહમાં રોગ ઓસડ કરવાથી; ટળશે દુર્બળ દેહ અહો જપ તપ કરવાથી. પુન્યે તો પાપ ટળે સહી માહજનો કહે કથી; કવીજન મુખ વાણી કહે લખ્યા લેખ ટળતા નથી. જાય જોરાવર શરણ મેરૂ ઉપર જઇ બેસે: પેસે ગીર ગુફાય જાય દેશકે વિદેશ. પેસે જો પાતાળ આપ આકાશે જાયે; રહે શેષને શરણ રહે વચ્ચે દળમાંહે. જોગી થઈ જંગલ ભમે અનેક ઉપાય કરે કદી; કવીજન કહે સત માનજો લખ્યા લેખ ટળવાના નથી.

દોહરો—પુત્ર જાણે કોઇ રાજવી, અથવા રાજકુમાર; દ્રષ્ટે દ્રષ્ટ બેઉની મળી, ત્યાંથી ચાલ્યો સ્વાર. ૧ નજર ભરીને નિહાળીયું અંધ થયો અધ્વને રાય લખ્યા લેખ આવી મળ્યા, શાસ્ત્ર ખોટા કેમ થાય ૨ રાજાએ મન વિચારીયું. એ સુત મારો જાણ; જોશીએ કહ્યું નિશ્ચે થયું, મેં નિશ્ચે કર્યું પ્રમાણ ૩ શોકાતુર મનમાં થયો, તેને દુઃખતણો નહિ પાર; જવા માર્ગ સુઝે નહિ વજીર આવ્યો તે ઠાર. ૪ પ્રધાન જે પોતાતણો. બુદ્ધબળ જેનું નામ; પુત્રને શોધવા નીસર્યો, આવી પહોંચ્યો તે ઠામ. પણ આવીને ઉભો રહ્યો, કરી દંડવત પ્રણામ. રાજા કંઇ નથી દેખતો, વિચાર્યું તે ઠામ. ૬ ાજા કેમ નથી બોલતા, મેં તમને કર્યા પ્રણામ; તમને અડસટે ઓળખ્યા, કયાંથી આવ્યા આ ઠામ. ૭ રાજા કહે શું બોલીએ. અંધ થયો હું જાણ; રાજકુંવરે દીઠો અહીં, તેહ પુત્ર નિર્વાણ, ૮ છુટો કેમ મુકયો તમે. અહીં કેમ આવ્યા આપ; મારી શીખ માની નહિં, નડયાં પુર્વના પાપ. ૯ શોકાતુર સરવે થયા સુણી આવાં વચન; પછી તેડી આવ્યા પુર વીશે, સેન્ય સહિત રાજન, ૧૦ વાતો ચાલી પુર વીશે, પામ્યા સરવે દુઃખ; પાપી

પુત્ર પેદા થયો, દીઠું તેનું મુખ. ૧૧ ત્રાહે ત્રાહે સઉકો કરે, વર્ણું અઢારે લોક; નિંદા કરે સહુ પુત્રની. ધરે મનમાં શોક. ૧૨ રાજા ચાલી ઘેર ગયા તેને દુ:ખતણો નહીં પાર; ભરી સભા બેઠો સહી સરવે કર્યા જુહાર. ૧૩ જોશી પંડિતને વેદીયા વઇદ વીપ્ર અપાર, આશીર્વાદ દીધા સસી મુખ બોલ્યા તે ઠાર. ૧૪ શાસ્ત્રવચન સાચાં થયાં અંધ થયો હુ આય; પાછાં નેત્ર આવે મુને એવો છે ઉપાય.૧૫ ત્યારે વિપ્ર સહુ બોલીયા વઇદક શાસ્ત્રનું કામ; પુછો તેડી ધનવંતરી તે પુરે મનની હામ. ૧૬

ચોપાઇ—વચન વિપ્રનાં મનમાં ધરી વઇદ સભા રાજાએ કરી; મુલક મુલકના હકીમ જેહ તેડયા સહુ આણી નેહ. ભરી સભા સહુ બેઠા સાથ રાજા બોલ્યો જોડી હાથ; કયે પ્રકારે પામું આંખ, શાસ્ત્ર પ્રમાણે પુરો સાખ મારે ધનંવંતરી સહુ તમો નિશ્ચે કરીને બોલ્યા અમો; એમ કહીને નમાવ્યું શીશ ત્યારે વઇદ બોલ્યા દશવીશ. અનેક ઉપાય કરશો રાય તોયે આંખ સારી નવ થાય; લખીત વાત એ નિશ્ચે થઇ દેખતો કરનારી છે નહી. ગુલબંકાવળી પુષ્પ જે સાર તેહ મળે તો થાય કરાર; સાત જન્મનો અંધજ હોય અડકે ફુલકે નજરે જોય. તે મળે કામજ થાય બાકી બીજા નથી ઉપાય, એવા વઇદનાં સુણી વચન હરખ્યું ઘણું રાજાનું મન. ખોળ કરાવી અપરંપાર શોધવા મોકલ્યા ઠારોઠાર; જે લાવે બંકાવળી ભાળ તે નરને હું કરૂં નીહાલ. અખુટ ભંડાર ભરાવું ખાસ વજીર કરીને રાખું પાસ; સહુજન થયા તઇયાર શોધવા નીકળ્યા ઠારોઠાર. પહાડ પર્વત જોયા બહુ ઠામ, પણ ન મળે બંકાવળી નામ; ચાર દીશાએ ચાલ્યા સહી કાંઇ જાવામાં બાકી નહી. નીરાશ થઇ પાછા આવીયા કાંઈ ભાળ તે નવ લાવીયા.

લાચાર થઈ બેઠા સઉ સાથ ત્યારે ઘસ્યા રાજાએ હાથ અરે દેવ, આતે શું થયું વેદ વચન મીથ્યા તો ગયું. ક્યાં જાવું હવે શું કરૂં દેહ ત્યાગ કરીને મરૂં; અંધ તણો તો ધીક અવતાર લાચાર થઇ બોલ્યા તે ઠાર.

દોહરો—લાચાર થઇ વાણી કહી ત્યારે ઉઠયા સુત ચાર પાસ જઇ ઉભા રહ્યા કરી પિતાને જુહાર. ૧ ઓશીંગણુ થાશુ અમો બત્રીસ લક્ષણુ તન; બંકાવળીને લાવીએ મુખ બોલ્યા એમ વચન ૨ ચતુરાઇએ શોધી લાવશું ઓશીંગણુ થાશું તાત રજા આપો અમને તમે બોલ્યા સભામાં વાત. ૩ રાજા કહે હું અંધ થયો વળી તમો જાઓછો તન્ન; ધીરજ કેમ ધરી શકું, કેમ વાળીશ મુજ મન. ૪ થોડા દિવસે આવશું નિશ્ચે કરીશું કામ માટે રજા આપો તમે આ વેળા આ ઠામ ૫ નથી આશરો બીજા તણો સરવે બિચારા રાંક અમ વિના કામ સરે નહિં, એ નિશ્ચે આડો આંક ૬ સભા સરવે વાણી વદે એ બત્રીશ લક્ષણા તન્નં લાવે તેમાં સંદેહ નહી એમ બોલ્યા સરવે વચન ૭ ધીરવીર મહાપરાક્રમી. બુધ શિરોમણી સાર; એ ચતુરાઇથી પેદા કરે ગુણુ તણા ભંડાર; ત્યારે રાજાએ હિંમત ધરી, બોલ્યા તેને ઠામ; લ્યો ખજાનો અતી ઘણો. સિદ્ધ કરો એ કામ ૯ હસ્તી પાંચ અઇરાવતી; વળી પાંચસે સ્વાર; ખજાનો આપ્યો અતી ઘણો, કહેતાં ન આવે પાર ૧૦ શુભ મહુરત જોઇ નીસર્યા; કુચ મુકામે જાય, એ વાત રહી એટલે; બીજે કહું મહીમાય.

ચોપાઇ—તાજલમુખને ખબરજ થઇ. પિતા અંધ થયો મુજને જોઇ; તેની ચર્ચા મારે જોવી સહી, એ વાતમાં સંદેહ નથી. મળ્યા જંગલમાં મુજને તાત; સાચી માની કુંવર એ વાત; ધિક્કાર

નડયો મારો અવતાર; મુજ શીર એહી મોટી આળ. ધિક્કાર પડયું એ મારૂ રૂપ; જઇ પડુ હું મોટે કુપ; શું મુખ લઇને હું ફરૂં માટે વીખ ખાઇને મરૂં એમ વિચાર કર્યો જેટલે, કાસદ એક આવ્યો તેટલે; તેણે મુખથો વાણી કહી રાજાના કુંવર આવ્યા છે અહીં, બંકાવળી લેવા કારણે; ઘર તજી નાકળ્યા બારણે તે મળે તો રૂડું થાય. તો એ આંખે દેખે રાય, એવા વચન રાજાનાં સુણી ખુશાલી વાધી મનમાં ઘણી વિચાર કર્યો પોતાને મન, હું જઇ મળુ મુજ બાંધવ જન પછી પાર હું તેહનો લઉં; તે પ્રમાણે હું પણ જાઉં તોરી ઉપર થયો અસ્વાર; માર્યો ઘોડો ન લાગી વાર મુકામ કરી રહ્યાતા જયાંય; કુંવર આવી પહોંચ્યા ત્યાંય; ઘોડા મધે ઘોડો સહી; કોઇએ તેને ઓળખ્યો નહીં; એક સૈયદ તેના લશ્કરમાંહી તેણે પુછયું રાજકુંવરને જઇ; કોણ છો તમો બાળ વેષ કેમ નીકળ્યા છો પરદેશ. ત્યારે તે નર બોલ્યો બોલ; જાણે જીભ્યા અમૃતની તોલ પંથી મુસાફર છીએ અમો; પુછો છો તો સુણજો તમો નથી ભાઈબંધ સજ્જન સાથ; તમ શરણે આવ્યો ઝાલો હાથ; ત્યારે બોલ્યા સૈયદ સહી ચિંતા ફિકર કાંઇ કરવી નહીં. સુખે રહો અમારી પાસ, લશ્કર સાથે કરજો વાસ.

દોહરો—એમ અરસપરસ વાતો કરે. રહ્યા તેને સાથ પ્રાતઃકાળે ત્યાં થકી; લીધો સૈન્ય સંગાથ ઘણા પંથ કાપ્યા સહી, એમ કરતાં આવ્યું એક ગામ દેશ તંબુ તાણીયા કીધા સરવે મુકામ તે નગર તણી શોભા ઘણી; કહેતાં કહી નવ જાય નવ નવા મહેલ શોભી રહ્યા દીસે ઘણી શોભાય. રાજા ત્યાં તો સતવાદીઓ પ્રજા તણો પ્રતીપાળ. દુઃખ નહી તે દેશમાં શોભા અપરંપાર તારીફ સુણી એવી શહેરની હરખ્યા સહુ તે ઠામ ચાર ભાઇ તે

ચતુર નર જોવા લાગ્યા તે ગામ ૫ દરવાજા પોળને બારીયે; ગલી કુંચીને બજાર, જળાહળ જ્યોત ઝબકી રહી, શોભા ઠારો ઠાર જોતાં જોતાં આવીયાં; જ્યાં ભર્યા બજાર; ત્યાં એક મહેલ દીઠો સહી તેના શોભાનો નહી પાર ૭ છજાં ઝરૂખાં રાવઠી, સઉ મેના કારી કામ; ચક નાખ્યો જરી તણો જાણે ઈંદ્રપુરીનું ધામ ૮ ઢોલ દીઠો એક બારણે ત્યાં છે સુંદર કામ વળી નાર એક એક નવીઃ ને ઉભા બઉ ધામ ૯ ચારે ભાઇ મહા ચતુર છે; પુછે તેહીને પાસ આ મહેલ છે કોણુ તણો કોનો છે એમાં વાસ ૧૦ આ ઢોલ મુક્યા શા કારણે; એ અચરજ સરખી વાત; પુછુ હું પ્રીત કરી; સાચું કહે સાક્ષાત. ૧૧

ચોપાઇ—એ રીતે ચારે બોલ્યા વાત, ત્યારે જોડ્યા તેણે હાથ, એતો ગુનકા કેરૂ દ્વાર રાજ દ્વારથી શોભા સાર દેવાંગના છે સુંદર રૂપ; નાગ કન્યાથી શોભા અનુપમ પદમણી હંસની ચીત્રણી નાર તેની ગણતી નથી લગાર. જાણે ઝળાહળ જોત ઉદયકાર શોભે ઉધોત; મોહની રૂપ છે. સુંદરી. પ્રથવી ઉપર એક અવતરી. લાખી ગુનીકા એનું નામ, ઘેલું કીધું સઘળું ગામ. લાખ રૂપિઆ જેહ, મુખ વીનતાનું નારખે તેહ પ્રથમ દ્રવ્યના ઢગલા કર, પછી ડાંડીયા કરમાં ધરે; એક લાખનો એકજ નાથ વીનતાને કાને પડે સાદને સુણીને દેછે માન. દાશી સાથે મોકલે પાન તેડી જાય છે મહેલની મહી જે કહેશે તે કરશે તહીં દ્રવ્ય હોયતો નાદજ કરો, નહીં તો મારગ માંહી પરવડો .એવા દાશીના સુણી વચન, વીચાર કરવા લાગ્યા મંન એટલો તોલ રાખે સુંદરી, જોવી એને નજરે કરી; લાખ રૂપીઆનો એકજ ઢોલ, તે પ્રમાણે જોવું તોલ. પાસે દ્રવ્ય તેને શી વાર, ચાર ઢગલા કર્યા તે ઠાર, પડે ડાંડીયા લીધા

હાથ, અત્રાજ કર્યો ચારે જણુ સાથ, લશ્કર પડયું પાદરે સહી, ચારે આવ્યા ગણીકાને તહીં, તાજલમુખ રહયો લશ્કર પાસ, ચારે આવ્યા ગુણકા અવાસ.

દોહરો—કીધો નાદ ચારે જણે થયું વનિતાને જાણ; પ્રસન્ન થઇ ઘણું કામની, બોલી મુખે વાણુ ૧ કો નર આવી પહોંચ્યાં સહી દાશી દે જઈ માન; તેડી લાવ મુજ આંગણે, આપો ફોફળ પાન ૨ એવા વચન દાસી શુણી, ઉતરી તેની વાર; શણુગાર સજ્યા તે શોભતા, શોભાનો નહીં પાર, ૩ જુહાર કર્યા નીચી વળી. બોલી મુખથી વાણુ, ભલે પધાર્યા રાજવી, છોજી ચતુરસુજાન ૪ શેઠાણી તેડે સહી મોકલ્યા બીડા પાન; ચતુરને ચતુર મળે એમ કહીને દીધું માન તેડી ગઇ તે તારૂણી, ચારે ચતુરસુજાણ; બેઠક મધે લાવી સહી ત્યાં શોભે ઉગ્યો ભાણુ ૬ પાટ પરવાળા તણો, જડીત હીંડોલા ખાટ એ વિસ્વકર્માએ રચી ઘણી શોભે છે ઘાટ સાથે એક વનિતા બેઠી હતી તેની શોભાનો નહિ પાર જેવી કાને સુણી હતી તેની સુંદર નાર ૮ મૃગાનેણી કટી કેશરી શોભે સુર અવતાર જાણે વીજલી ચમકી રહી વદન કમળ આકાર ૯ ઘણી ચપલતા નારની, બુધ તણી ભંડાર; સોલ વરસની સુંદરી દેખે ચતુર નર ચાર ૧૯ વનીતા ઉઠી ઉભી થઇ બોલી હાસ્ય વચન ભલે આવ્યા પ્રથી પતી ઘણું રાજ્યુ મુજ મંન

ચોપાઇ—વનીતા દેખી ઉભી થઇ, જોતાં ચારની શુધ નવ રહી આપી ખુરશી દીધાં માન તે વનીતાએ આપ્યા પાન કંડે નેત્ર ચપળતા કરી, ચીત ચારના લીધા હરી, ચારે ચતુરાઇ ભુલી ગયા જોઇ વનીતા આકુલ થયા વનીતા બોલી મધુર વાણુ, ભલે પધાર્યા ચતુર સુજાણુ કાંઈ આગ્ના અમને દીજીએ તમે કહો

તે અમે કીજીએ. એવાં વચન વનિતાનાં સુણી, ચાર જણે ત્યાં વાણી ભણી, લાખ રૂપીઆ કછો તમે, તે કારણ પુછીએ અમે. ત્યારે વનીતા બોલી વાણ, સુણજો ચારે ચતુરસુજાણ. મારે રમત રમવાના કોડ, પરહું પહેલી નરશું હોડ; ચોસર તણા રમત છે જેહ રમતા રમવા આણી નેહ, જો હારૂં તો સર્વ દઉં, દાસ થઈ તેની પાસે રહું, જો તે નર હારે આ ઠાર, તો તો કાઢી મુકું બહાર; હારે દ્રવ્ય મુકીને જાય જીતે તો મુજ સ્વામી થાય બત્રી લક્ષણા તેનું છે કામ મુરખ શું સમજે આ દામ. એવા વચન વીનતાના સુણી, વીમાસણ થઇ ચારને ઘણી, અમે તેવી પણ આખર નાર, એને જીતતાં કેટલીવાર, વાર વાર ફરતી રમશે જેહ, જે જીતશે તે વરશે તેહ, એવો મનમાં કર્યો વિચાર, માંડી બીજી નવ લાગી વાર.

દોહરો—માંડયા પાઠ કંચન તણા, ચતુરરંગી સોગટી સાર-વીનતાએ ત્યાં મુકીયા, આવીને બેઠી નાર. ૧ બીલાડીને શીર દીપક ધર્યો પછી બોલો મુખથી વાણ; હવે વારા ફરતી રમો તમો છોજી ચતુરસુજાણ. ૨ જીતે તેની હું તારૂણી, હારે તેના લેઉ દામ; એમ કહી બેઠી સહી, વીનતા તેણે ઠામ. એવાં વચન વીનતાનાં સુણી, રીસ ચઢી અપાર, તે મધેથી એક ઉઠીયો, બેઠો સનમુખ નાર. ૪ ઘણે ઠેકાણે ફર્યા તમો, તે આજ મુકાશે માન; એમ કહી પાસા ગ્રહી, નાંખ્યા તેણે ઠામ. ૫ સાચવે નજર એકએકની, નાંખ્યા કઇને દાવ. ચાતુરી ચલાવે ચોગણી, રાખી મનમાં ભાવ. ૬ ગમે તેવી કર ચાતુરી; પણ પડે છે અવળા દાવ, વીનતાની જીત બાજી; હૈડે હરખ નમાય. એક હાથ બાકી રહ્યો જો પડે પાસા પોબાર; તો તો જીતે તારૂણી, હારે રાજ કુમાર. ૮

ચોપાઇ—પડયા પોબાર; ને જીતી નાર, રાજકુમાર હાર્યો

તે ઠાર, ઉતરી ગયું છે મુખનું નીર, આઘા જઇને બેસે વીર બીજો બાંધવ ઉઠયો સહી, વીનીતા સનમુખ બેઠો જઈ તેણે પાસા લીધા હાથ રમવા લાગ્યો વીનતાની સાથ, તે પણ હાર્યો જોતાં સહી, તેની હોંશ પણ પોચી નહી ત્રીજો કુંવર બોલ્યો ત્યાં વાણુ ઉઠી બેઠો ચતુરસુજાણુ મુજને કોઇ જીતી નવ જાય, નથી સુંદ ખાધી કોના હાય. એમ કહીને પાસા લીધ, રમત હતી તે જારી કીધ. વળી ચાતુરી કીધી સાર; તે પણ હાર્યો ન લાગીવાર ચોથાએ ચતુરાઇ બહુ કરી, તે પણ જીતી લીધો સુંદરી, ચારે નરના ઉતર્યા માન હળવા પડયા જેમ પીંપળના પાન રાંડનાં જાશું લોક હસશે પુરના સઘળા લોક; એવો મનમાં કર્યો વિચાર ફરી રમવા માંડયું તે ઠાર ચચાર લાખની પાડી હોડ; સોળ લાખ ભર્યા તે ઠોર સોળ ચારને લાવશે સહી; નહીતો સોળની આશા નહી; એમ વિચારી પોતે મન. રમવાને બેઠા તે દીન; વારાફરતી હાર્યા ચાર જીતી ગુણકા નવ લાગીવાર. હાર્યો જુગારી બમણુ રમે બુદ્ધિ ભ્રષ્ટ થઇ તે સમે. વળી મનમાં કર્યો વિચાર, વનીતા પ્રત્યે બોલ્યો તે વાર. હાથી ઘોડા ધનને માલ, લખી આપ્યું તેણે તતકાળ હારીએ તો સર્વ દોજીએ; જીતીએ તો તારૂણી કીજીએ. એમ કહી રમ્યા તે ઠાર; તે પણ જીતી લીધું નાર કાંઇ હોડ કાઢો આ ઠાર નહી તો નીકળો બહાર, સુણી વચનને લાગ્યું દુઃખ બોલ્યા ચાર જણા તે મુખ, ચોથી રમત રમીએ અમો કરીએ હોડ તે સુણજો તમો, જો હારીએ તો થઇએ ગુલામ; નહી તો નાર કરીએ આ ઠામ એમ કહાને રમીયા તહીં. વીનતા તે પણ જીતી ગઇ ઝાંખા થઇને બેઠા તહીં. પછી વીનતાએ વાણી કહી.

દોહરો—હાર્યા ચારે ચતુર નર હાથી ઘોડા ધન માલ ગુલામ ખત લખી આપીયું, પછી કેદ કર્યા તે ઠામ, વાત ગઇ તે

સૈન્યમાં ભંગાણુ પડ્યું જે હાર, હાર્યા ચારે રાજવી, જીતી ગુણકા નાર ૨ ગુલામ થઇ તે તો રહ્યા નત્ર પહોંચી મનની આશ; એક અર્થ સર્યો નહીં, છેક થયા નિરાશ ૩ એવી વાત સર્વે સુણી; મનમાં પામ્યા દુઃખ નાહું લશ્કર ત્યાં થકી ઉતર્યાં સર્વના મુખ ૪ તાજમમુખ રહ્યા એકલો; બાકીએ તજીયું ઠામ; દુખ ધરી મન માં રહ્યો; શું કરવું હવે કામ ૫ બોલ્યું ચારે બાંધવે; લગાડી કુળને લાજ, ગુલબંકાવળી લાવતાં કરે ગુલામી કાજ. ૬ પરમેશ્વર પ્રતાપથી; જીતું ગુણકાની જાત; છોડાવું ભ્રાતને, પછી લબીત પદાર્થ વાત ૬ કરતા હરતા કીરતાર તું, મુજથી કંઈ નવ થાય એમ વિચારી મન વિષે આવ્યો નગરી માય ૮ શેરી ચઉટાને ચાવડી, જોયા ચોક બજાર, ફરતો ફરતો આવીયો, એક અમીરને દ્વાર. ૯ મોટો મહેલ નવ ઢુંકનો દવાર બેઠા દરવાન દીઠો તેણે રાજવી દીધાં ઝાઝાં માન ૧૦ કોણ દેશથી આવીયાં, શું છે તમારૂં નામ. બત્રીસ લક્ષણા દીસો તમો, શું ધારો છો કામ ? ૧૧ ત્યારે રાજકુંવર મુખ બોલીયો અમો મુસાફર જાત, આ મહેલ એ કોણ તણો, એટલી પુછું વાત. ૧૨ ત્યારે દરવાને વાણી વદી, એ અમીર તણું છે ધામ, બુધી ઘણીને ચાતુરી, ઘેર ઘણા છે દામ ૧૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો, એક કરો મુજ કામ, અમીરને જઈને કહો, એક મુસાફર આવ્યો મુકામ ઉમેદવાર મળવા તણો ઘણી ઇચ્છા મનમાંય હુકમ કરો તો આવીયે. એમ કહો જઇ ત્યાંય. ૧૫

ચોપાઇ—એવાં વચન દરવાને સુણી ગયો ત્યાં અમીરના ભણી, સનમુખ રહીને કરી સલામ, પછી અરજ કરી તે ઠામ. મુસાફર એક આવ્યો દ્વાર, તેનું રૂપ છે અપરંપાર, લક્ષણ બત્રીસ

ઉતમ જાત, તેને એક કહાવી છે વાત. અમીર સાથે મળવું છે સહી, એવી તેણે વાણી કહી. એવાં દરવાનનાં સુણી વચન હરખ્યું તે અમીરનું મન તેડી લાવો મારી પાસ, મોકલ્યો તેડવા તરત દાસ. આવ્યો સેવક તેણીવાર, કરજોડીને કર્યો જુહાર. અમીર હમારા તેડે ત્યાં બેઠા રંગમહેલની માંહ માટે ચાલો રાજકુંવર જઇ પહોંચ્યો ત્યાંય રાજ રીતથી કર્યા જુહાર અમીર રીજ્યો અપરંપાર, મુખ શોભે જાણે ઉગ્યો સુર, એવું રાજકુંવરનું નુર ઘણી શોભાને રૂપ વીશાળ જોઇને તેને ઉપજ્યું વહાલ પાસે બેસાડી દીધું માન, મુક્યાં આગળ ફોફળપાન, કયાંથી આવ્યા ને કયાં રહો ? કામકાજ અમસરખું કહો બાળપણમાં જોબન વેશ કમ નીકળી આવ્યા પરદેશ, રાજકુંવર મુખ બોલ્યો બોલ જાણે જીભ્યા અમૃતની તોલ, પુરવ દેશ વશીએછે અમો પુછો છો તો સુણજો તમો, જાણે ક્ષત્રી કેરા તન, નથી માત પિતાને સજ્જન ઉંચ આભ નીચે ધરતી સહી એ વીના બીજું કોઈ નહી ઉમેદવાર ચાકરીનો જાણ, જ્યાં અન્ન જળ ત્યાંરહીશું નીરવાણ, જે ફરમાવે તે કરતું કામ બત્રીસ લક્ષણો મારૂં નામ એવા વચન અમીરે સુણી, ખુશાલી વ્યાપી મનમાં ઘણી, મુજ તમે સુખે રહો, મન ગમે તે મુસારો લહો, ખાઓ પીઓને મોજો કરો શહેર બજારમાં સુખે ફરો એમ કહી રાખ્યો પાસ, પોચી મનડા કેરી આશ.

દોહરો—એકાંત જગા આપી સહી, ત્યાં ઉતર્યો રાજકુમાર ભોજન કરે મન ભાવતાં, જઇ બેસે દરબાર. ૧ હાસ્યવીનોદને ચાતુરી, કરે રાગને રંગ, ચતુરાઇ ચલાવે ચોગણી, જઇ અમીરને સંગ. ૨ શેતરંજ ગંજીફો સોકટાં, રમે અમીરની પાસ, એક ઘડી વીસો મુકે નહી, તેને દીઠે મન ઉલ્લાસ ૩ પાછલો દીવસ ઘડી એક રહે તે વખતે નીસરે બહાર, બજારમાં ફરી ફરી ઘેર આવે

રાજકુમાર ૪ એમ કરતાં દીન વીત્યા બહુ પછી કીધો રત્ન વીચાર; આમ બેસી રહે સીધી નહીં અમીરના ઘર મોઝાર. ૫ પછી એક સમે બોલ્યો સહી. અમીર પ્રત્યે વાણ; સોદાગર એક મીત્રની. પ્રીત ઘણી મુજ ભ્રાત. ૬ બબે ઘડી જવા તણી મહારા મનની હામ; હુકમ હોય જો તમ તણો, તો જાઉં તે ઠામ ૭ અમીર કહે સુખે પરવરો એ વાતે મુજ મન ઝાઝી વાર કરશો નહી એમ મુખે બોલ્યા વચન ૮ વારૂ કહીને નીસર્યાં ફરે તે નગર માંય ચોસર રમે છે ચતુરનર જઇને તેને ત્યાંય ૯ માન દીધું સરવે મળી, પુછે છે સમાચાર; ઘટે તેવો ઉત્તર કહયો, સહુ હરખ્યા અપરંપાર. ૧૦ ચાર ઘડી બેઠો સહી, જોયો સઘળો ખ્યાલ જુહાર કીધો સર્વને ઉઠયો પોતે તતકાળ ૧૧ ચતુર નર બોલ્યો સહી, આવજો નીત્ય આ ઠામ, આ મુકામ છે તમ તણો, એમ કહીને કરી સલામ. ૧૨ પાછો આવ્યો મુકામ તે. કર્યા ભાવતા ભોજન; પછી અમીરને રીજવ્યો, એટલે આથમયો દન ૧૩ રજની વીતી રંગમાં; ઉદય થયો સવાર; ત્રણ પોહોર કરી ચાકરી ગયો મીત્રને દ્વાર. ૧૪ ચોસરની બાજી રમે, ભલા ખેલાડી સાથ; બોલ્યો દાવ લાવે સહી, એવા એના હાથ.

ચોપાઇ—ભલા ભલા નર આવે તહીં કોઇ તેને જીતી જાય નહીં મુકાવે સહુના અહંકાર એવો ખેલાડી અપરંપાર ઘણા દીવસ રમત રમીયો સહી; સાબેત રમત કીધી તહીં પછી વિચાર્યું મનમોઝાર; હવે જાઉં ગુણકાને દ્વાર. તેના ઘરની ચર્ચા જોઉં મારા મનનનો સંદેહ ખોઉં કોણ પ્રકારે જીતે નાર તેનો પુછી કહાડું પાર ભેદ પ્રપંચ કરશું આજ; તો તો સરશે મારૂં કાજ. નહીંતો કામ થવાનું નથી. હીંમત મુકે બનવું નથી એવું વીચારી.

મનની માંય ગુણમાના ઘર આગળ જાય; નીકળી ઘરમાંથી એક નાર; ઘણી વૃદ્ધ છે અપરંપાર જેરટીકા કરમાં ઝાલી ખરી; મદ આતી ચાલી સુંદરી; એક ચતુર નર ઉભો છે બહાર તેને પુછી જોવું તે વાર આ ઘણી વૃદ્ધ ડોસીની કાય; નથી ચાલતા એના પાય; સજ્જન સહોદર છે કે નહીં ? એ વૃદ્ધ પણે દુખ પામે સહી. એવ કુંવરના સુણી વચન, હસીને બોલ્યો મુખ વચન. આ લાખી ગુણકાનું ધામ; એનાં ઘરમાં ઘણાં છે દામ; તે આ ડોશીને છે હાય; એમને પુછી કરે છે વાત. સહુ મુસાફરને લાવે તહીં રંડાને દયા આવે નહીં તેનાં ફળ ભોગવે છે કાય, તમો શું જાણો વાત તે રાય; તમો જાત મુસાફર રહી, આજ આવ્યો ને કાલ નહીં એમ કહીને હસ્યો તે ઠાર; મનમાં હરખ્યો રાજકુંમાર સલામ કરી ત્યાંથી નીકળ્યો, આગળ જઇ ડોશીને મળ્યો જઇને ચરણે નમાવ્યું શીષ દંડવત કર્યાં હઇનેનીશ; પછી તલસવા માંડયા પાય, રૂદન કરે ઘાડું રાય. ડોસી અચરજ ચીતે રહી; મુખેથી તેને વાણી કહી; કોણ છે ભાઇ તું તો જન; આ કારણ તું કરે રૂદન, દુઃખ પડયું છે મારી કાય; તેથી રૂદન કરું છું માય આહારા ચરણ તલાસે આજ, પુત્ર સરજ્યો તારા કાજ; કોણ જાતી ને શું નામ, કયાંથી આવ્યા આણે ઠામ. એની વાત પોતે ચીતે ધરી, ડોશી પ્રત્યે વાતજ કરી. ડોશી જોઇને હરખી મન. સાથે લઇને આવી તન, માથે તેણે ફેરવીઓ હાથ, સુખી રહો તમે મારી સાથ ખાનપાન કરાવીયાં સહી પછી કુંવરે વાણી કહી; અમો જાણું માતાજી આજ; પરાધીન ચાકરીનું કાજ. પુત્ર જવા થયો તૈયાર બોલી ડોશી તેણી વાર; પુત્ર વળી આવજો કાલ; એમ કહી વળાવ્યો બાળ. ત્યાંથી આવ્યો અહીરને ઘેર, તે વાતની કીધી

ન જાણે પેર; અમીરનું કરે છે કામ; મીત્રો સાથે રમે તે ઠામ; વળી ડોશી પાસે બેસી જઇ, મધુરી વાણી બોલે સહી માતાજી ફરમાવો. કામ હું છું પુત્ર તમારો જાણુ; મુજને આશરો તમારો સહી, મારે માથે બીજાું કોઇ નહી; ઘણા બોલે મધુર વચન, તેમ તેમ ડોસીનું હરખે મન; એક ઘડી જો મોડો જાય ડોશી અન્ન પાણી નવ ખાય દેખે ત્યારે સુખી થાય, એવી વશ કરી તે રાય, એક સમે ડોશીની પાસ. આગળ મુકી મોહોર પચાસ, મહીનો અમીરે આપ્યો તેહ, તમ પાસે લાવ્યો છું એહ ખરચ પાણી જે જોઇએ સહી; તે માટે હું લાવ્યો અહી. એમ કહીને આપી હાથ, ડોશી બોલી કુંવરની સાથ કેટલા કાળ જીવી શું કામ, મારે દ્રવ્યનું શું છે કામ મારી પાસે ઘણો છે દામ જે જોઇએ તે લ્યો આ ઠામ. કુંવર કહે માતાજી તમો જે જોઇએ તે લઇશું અમો પુત્ર જે લઇ આવે ધન, માતા સાચવે કરી જતન કહે પુત્ર માતાજી રાખો તમો, તમારે આશરે જીવું છું અમો. એવી વાણી મધુરી સુણી, તેમ તેમ ડોશી હરખે જોગી કહને આધીન જેમ. રાજાને વશ ડોશી તેમ, સર્પને વશ કરે મારૂડી, તેમ કુંવરે ડોશી વશ કરી જેમ અંધ પામે લોચન; તેમ પુત્ર જોઇ હરખે ડોશીનું મન. ઘણા દીવસ એમ ગયા વહી, ત્યારે રાજકુંવર વાણી કહી. પુરૂષ ચરિત્ર કર્યું તે વાર, વીસ્તારી કહું આ ઠારઃ શ્રોતાજન સાંભળજો સહી, કવીએ એવી વાણી કહી.

દોહરો—એક સમે ત્યાં બેઉ જણાં, એકઠાં વન માંઝાર ત્યાં એક કુપ દીઠો સહી, તેમાં જળતણો નહી પાર. આ જળ મધે હું પડું છું જોજે મારી માત, પાછા પગ અહીં નહીં ધરે તું નીશ્ચે જાણજે વાત. ડોસી ઘણું મન કળકળી. બાઇ એ શું બોલ્યો

બોલ પુત્ર કહે કઉતક કર્યું, ખરી વાત તું બોલ; ત્યારે ડોસી મન રીઝી ઘણું. આનંદ ફેલાયો અંગ; કરવા લાગી વારતા, તે ચતુર નરને સંગ. પુત્ર તું માગે સહી, તે આપું તને દામ તું મરીશ ત્યારે હું મરીશ શું સરસે એમાં કામ, પુત્ર કહે માતાજી સુણો, તમો આપો ધન અપાર, એક વાતનો સંદેહ મને, તે જાણજો આ વાર તમ વિના ભાગનાર નહી, અમારા મનની ભ્રાંત. ત્રીજો માણુસ સાથે નથી. બેઠા છીએ એકાંત ડોશી કહે સુણ દીકરા શું સંદેહ તુજ મન, તે ભાગું આણી ઘડી, વળી લ્યો ઝાઝું ધન. એમ કહી વચન આપીયું સંદેહ ભાગું આ ઠામ, રાખી વાત કરો તમો તેનો સાક્ષી શ્રીરામ ત્યારે તે નર બોલીઓ, સાંભળ મારી વાત લાખી જીતે સરવને ભાગે મનની ભ્રાંત ભલભલા નર હારીઆ; કોઇએ ન જીતી નાર, કોઇ જીતી શકતું નથી તે સંદેહ મને અપાર. કરોડો પતી ફીકર કર્યા, રાખે ઘણો એક તોર, કોણ દષ્ટની ઉપાસના, કોણ તરૂણી શીર જોર, નથી દ્રવ્ય મારી કને મને નથી રમવાનું મન. સ્હેજે વાતુ પુછું અમો બોલ્યો મુખથી વચન.

ચોપાઇ—ત્યારે ડોશી બોલી બોલ. સાંભળ દીકરા એનુ તોલ; એ વાત વિસ્તારૂં અમો, કોઈ આગળ નવ કહેશો તમો કદાપી જશે બીજે કાન તે વાતે ઉતરશે માન; કહેશે ઘર મારૂં ઘર થઇ એટલી એબ મુજને છે સહી. પુત્ર કહે પ્રતીજ્ઞા કરૂં બ્રહ્મહત્યાદીક શીર પાપજ ધરૂં એવી પ્રતીજ્ઞા કરી જ્યાય, ત્યારે બોલી ડોશી ત્યાંય; લાખી પાસે કંઇ લીલા નથી. નથી ધ્રશ માથે સર્તથી; બાધા છે વીનતાને હાથ ભરે છે મોટા સાથે બાથ બીજો એક કરે છે ઉપાય, તેથી નર સહુ હારી જાય. એક બીલાડી

પાળી છે નાર, તેને કેળવી અપરંપાર; દીપક તેને માથે ધરે પછી રમત તે જારી કરે; નવ હાલે ચાલે મંજાર, ઠરી ઠામ બેસે છે ઠાર. એક ઉંદર પાળે છે જાણુ, ઘણા કેળવ્યા છે નીરવાણુ. બીલાડી પાસે બેસે સહી મુખ આગળ પણ ખાએ નહી, ઉંદર બીલાડીનો ત્યાં મેળ ગુણકા નરશું માંડે ખેલ. મન ગમતા હવ જોઇએ જેહ. બીલાડી સામું જુએ તેહ. ગરદન ફેરવે તેની વાર દીપક ઝાંખો પડે તે ઠાર. ઉંદર પાસા ફેરવે સહી તે પ્રકારે જીતે સહી. બીજી વિદ્યા કાંઈ પાસે નથી, સુત તમે માનો સરવથી; રાજકુવર ત્યારે રીઝીયો મન, માતાજીનાં સત્ય વચન, સંદેહ મન તણો ભાગ્યો સહી, ડોસીને પગે લાગ્યો તહીં. ગયો ઘેર પોતાને તત્કાળ, ડોસીને ઘણું ઉપજ્યું વહાલ આપી ઝવેર હીરાનુ માળ, ત્યાંતો કુંવર થયો નીહાલ કરે ચતુરાઇ તણો વીચાર, લીધું દ્રવ્ય નોળીયાનું એક બચ્ચું સાર; વેચવા ઉભો ભરે બજાર; એથી જીતવાનો તે નાર, એનો મનમાં કર્યો વિચાર, માટે તેને કહું હું અહીં, આપી મુલ ને લીધો સહી, બાંધ માહે ઘાલ્યો તેની વાર, તેને કેળવ્યો અપરંપાર.

દોહરો—સોગટી મારે હાથની, ચડપ નીકળે બહાર; મુશક એહને પકડે સહી, સાન કરતાં વ ર. ૧ દેગડી મારે હાથની, ત્યારે જઇ કરે શિકાર; એ રીતે એને કેળવ્યો, દીન થયા દશબાર ૨ પછી સલામ જઇને કરી, અમીર કેરી પાસ, જમવાંને મુજ તેડીઓ, માટે રાજા આપો રજાય. ૩ મીત્ર હમારો એક છે, તે તણું છે લગ્ન; બીજો સવાલ મુજ તણો, તે કહુ છું મુખ વચન. ૪ લગ્ને જવું છે આહરે, તેની ચીંતા થાય; કૃપા મુજ ઉપર કરો, તેથી લગ્ને મુજથી જવાય. ૫ એવાં વચન અમીરે સુણી, આપ્યાં વસ્ત્ર અપાર; આભુષણ

ઘણું સોભતાં, કહેતાં ન આવે પાર. ૬ અમુલ્યજ શેરપેચ આપીયો જેને જરીના તાર; સાલ જોરા સવા લાખનો, રત્ન જડીત એક હાર. ૭ પગના તોડા સોના તણા, કોટમાં મોતીનો હાર; કડાં સાંકળાં કંઠીઓ, પહેર્યા એવાં શણગાર. ૮ પ્રતિબિંબ બીજું પ્રગટીયું, જાણે જળહળ જોત; જાણે કામદેવ પ્રગટ થયો, જેમ શોભે ઉદ્યોત. ૯ અમીર જોઇને રીઝીયો, આપ્યો એક તોખાર; અશ્વ બેસીને પરવર્યા, મિત્ર તણા દરબાર. ૧૦ વચન અમીરનાં સુણી, કુંવરે કર્યો જુહાર અશ્વ બેસીને પરવર્યો, તે ગયો ગુણકાને દ્વાર. ૧૧.

ચોપાઇ—પછી રાજા ઉતર્યો તે ઠાર ગયો લાખીના મહોલ મોજાર જાણે ઉગ્યો જેવો સુર; એવું નીરખ્યું નરનું નુર, દરવાન પણ બોલી નવ શકયો, પોતે ચાલ્યો ઘરમાં ધસ્યો જઇ મેડીએ ચડયો સહી, વીનતા જ્યાં બેઠીતી તહી. વીનતા ઝાંખી જોતામાં થઇ શુધબુધ તેમાં નવ રહી દીઠું કામણગારૂ મુખ ગુણકા જોતાં પામી સુખ જાણે ઇંદ્રતણો અવતાર ઘણું રૂપને સોભા સાર નથી માનવી સાથે કોઇ કારણ રૂપ દીસે છે જોઇ આપી આસન ઉભી નાર હશી બોલી વચન તે ઠાર, કોણ દેશ તણા છો ભુપ, રાજ તેજ રઢીઆળું રૂપ કેમ આવ્યા તમે મ્હારે ધામ. શું ધાર્યું છે મનમાં કામ હુકમ તમારે માથે લીજીએ જે કહો તે હાજર કીજીએ ત્યારે કુંવર બોલ્યો વાણ, સાંભળ વનિતા ચતુર સુજાણ અમો મુસાફર આવ્યા એ ગામ અમીરના ઘરમાં કર્યો મુકામ; ખુબી તમારી સુણી અપાર ઘણી સુઘડ છે લાખી નાર રમત રમી જાણે છે બહુ; જે જાય તે હારે સહુ સુણી વાતને હરખ્યું ચિત રમવાને જાવું ખચિત; કાઈ મસાફર આવ્યા ઘેર કરી સઝાઈ કડી પેર; એવાં

મધુરાં સુણી વચન, ખાન પાન મુકર્યાં તે દાન ભક્ષ ભોજન કરાવ્યું સાર પછી બોલી મુખથી તે નાર. મેં તો નીયમ લીધો એક જાણુ તે વાતનું કહું મંડાણુઃ રમવાનો રાખે અભિલાષ તે લાવે રૂપીયા એક લાખ; પ્રથમ તો નર ઢગલો કરે. એ પછી મેડી ઉપર ચઢે; હારૂ તો દાસી થઇ રહું. જીતું તો લાખ રૂપીયા લઉ એવો નિયમ છે મ્હારે સહી, તમો કહો તો રમીયે અહીં વચન મારૂં મિથ્યા નવ થાય; તેવા તે ઘટે મહિમાય, જીત્યાનો વાગે છે ઢોલ, એવો બોલી ગુણકા બોલ, લાખ રૂપીઆ આગળ ધરે તે નર રમત જારી કરે.

દોહરો—એવાં વચન વીનતાનાં સુણી, બોલ્યા રાજકુમાર અહંકાર રાખે અતી ઘણો, તને કોણ વરસે આ ઠાર. ઘણા સાથે જીતી સહી, તોય ન સરીયું કાજ, પરમેશ્વરના પ્રતાપથી હું જીતું તુજ આજ ઘણા ઘણા નર જીતીયા, કઠણ છે આજનું કામ. ચતુરાઇ કરજે ચોગણી જેમ પોંચે મનની હામ, મુદ્રીકા મુકી કરતણી, સવા લાખનું મહી નંગ, વિનતાની આગળ ધરી, આનંદ આણી અંગ જોઈ વીટી અમુલ્યની, હરખી મનમાં તે ઠાર, માંડી બીજી તેણે સમે રાજકુંવરને નાર પછી બિલાડી માથે દીપક ધર્યો, ત્યારે ચમકયો પોતે મન; નીશાની સાચી મલી. ડોસીનાં સત્ય વચન; મુષક ત્યાં દિઠા સહી થયો તદન અજાણ રમત તે જારી કરી લીના પાછા હાથ, જાણી જોઇને હારીયો, દેશે અગળા લાજ; હઠ કરી પોતાતણી જીતી ત્યાં ગુણકાજ. ૮ પોબારમાં આવી રહી, બીજી ત્યાં તેણી વાર; આવે પોબાર વીનતાતણા, હારે રાજકુમાર. ૯ એવુ મન વિચારીયું, બિલાડી સામુ તે ઠામ, ત્યારે મુસ્તક તેણે ફેરવ્યું વિનાતાની પોચે હામ, ૧૦ દીપક જોતામાં ઝાંખો થયો નાખ્યા પાસા તે નાર; ઉંદરે પાસા ફેરવ્યા પોબાર કર્યા તે ઠાર. ૧૧ જીત્યાનો

જશ વાધીઓ, હાર્યા તમે ચતુર સુજાણુ ચતુરાઇ ચોગણી દાખી એમ બોલી વિનતા વાણુ. ૧૨

**ચોપાઇ**—એવાં વીનતાનાં સુણી વચન, બીજી રમત માંડી રાજન, હારજીતમાં ચુકયો હાર, રમવા લાગ્યાં નરતે નાર. ધીર-વીર બેઠા તે કામ, નાંખે પાછા મુખ લઇ નામ; બત્રીસ લક્ષણુ જે નર કહેવાય, કોઇનો ગાંજયો તે નવ જાય; ભલા નર મુકે છે માન, કોણુ માત્ર એ વિનતા નામ, એક હાથ ખાલી નવ જાય જેવા માગે તેવા પડે દાવ, ઘણી ચતુરાઇ વિનતા કરે, પણુ એક વાતે અર્થ ન સરે; વિનતા પામવા લાગી હાર, દીપક સામું જોયું તે ઠાર, કુંવરે પાછો નાંખ્યા જેટલે મંજારીએ શીર ફેરવ્યું તેટલે ઝડપ ઉંદર નીસર્યો મહી પાસો અવળો કીધો લઈ કુંવરે સોગટી મારી તેણીવાર, તરત નોળીઓ નીકળ્યો બહાર, ઉંદર તણી ત્યાં પકડી ડોક, નાઠી બીલાડી મેહેલી દોટ સાતમે ઘેર જઇને ઠરી રમત ભંગ તે વેળા કરી, રાજકુંવરને ચડી છે રોસ, ક્રોધ કરી બોલ્યો તે દિશ. તારી અકકલમાં ઉડી વાટ, કંચન તણુા તે મુકયા પાટ નારી બુદ્ધિ પાનીએ વસી, રાંડ જાતને અકકલ કશી, ઘરમાં દીવો સરખો નથી, બીલાડી શીર દીપક સર્વથી, મુકો જવેર હીરા કે લાલ, થયું અજવાળું ઝાક ઝમાળ, નીકળી આવો મારી પાસ આજ કરવાનો તુજને દાસ, જાણી જોઇને હાર્યો તુજ સાથ. હવે તો ઘસવા પડશે હાથ, એમ કહી કઢાડયો એક મણી, જાણે શોભા પ્રતિબિંબ તણી, ભાગ્યું વિનતા કેરૂ જોર; પડી ખસી-આણી તેને ઠાર. હઇડે દુઃખ ને મ્હોડે હસી; એ વાતમાં ચીંતા કશી. હમણાં હેડ કરીને જશો, જશે માલને દુઃખીયા થશો આ-ગળ કાંઇક હારી ગયા તે નર તો ઠેકાણે થયા, જેવી ગતી તમારી સહી, શો ઉધમ કરવો અહી, મેં ભલભલા દીઠા રાજન, તે સઉ

હારી ગયા મહાજન કોઇની ગંજી હું નવ ગઇ અથાગ નર આવ્યાતા અહી તમે ભાગ્યો મારો અહંકાર, સીતેર લાખ જીત્યા આઠાર; મારે આજ રમવાનો કોડ, પાડવા આજ તમશું હોડ સીતેર લાખ જીતું તો લઉ જો હારૂ તો કિંમત દઉં એમ કહીને બીજી ધરી, રમત હતી તે જારી કરી, ઘણી ચતુરાઇ કરે તે નાર જીત્યા બાજી રાજકુંમાર ઊતરી ગયું વિનતાનું મુખ, તે મનમાં પામી દુઃખ ચંદ્ર વાદળમાં પેસે જેમ, વિનતાનું વદન ગયુ છે તેમ; નીચું જોઇ તે વિનતા રહી, ત્યારે કુંવરે વાણી કહી, વળી કાંઇ હોય મનમાં કોડ, તો તો માંડો બીજી હોડ, હાર્યો જુગારો બમણું રમે, લાણી મુખ બોલી તે સમે; ધન માલ મુજ પાસ નથી, એક વાતે રમું શરતથી અમીર ઉમરાવ રાજા રાજા ગુલામ કરી રાખ્યા ભોવન, તેની હોડ મારૂં અમો, જીતો તો લઇ જાવો તમો, રાજકુંવર હરખ્યા તે ઠાર માંડી બાજી નવ લાગી વાર, પરમાર્થનું કરવું પુન્ય. છોડાવું રાજકુંવરના તંન, પ્રભુ લાજ રાખજો માહરી, એમ કહીને રમત જારી કરી, તે બાજી જીત્યો રાજન, વળી તે બોલ્યો મુખથી વચન; બીજુ હોય તો ફરમાવો કાજ, લેશ માત્ર ન રાખશો લાજ નીચું જોઇ વિનતા રહી, ગદગદ કંઠે વાણી કહી; સરવે વસ્તુ હારી આ ઠામ નથી કંઇ મિલકતનું નામ નશીબો તુજ આગળ કરૂં મ્હારી કાયા હું હોડમાં ધરૂં, જો જીતું તો સરવે લઉં. હારૂં તો દાસી થઇ રહું તે પણ કબુલ. કર્યું તે સાર; માંડી બાજી નવ લાગી વાર. રાજકુંવર ભાગ્યશાળી સહી, તે પણ બાજી જીત્યો સહીં.

**દોહરો**—વાજાં વગડાવ્યાં જીતનાં, હારી ગુણકા નાર; વાત ચાલી તે પુર વીષે, ગલી કુંચીને બજાર વિનતા કરજોડી રહી.

બોલી મુખથી વાણ. હું તો દાસી તમ તણી જે કહો તે કરૂં પ્રણામ ૨ હું હારી જીત્યા તમો, આ લ્યોને ગ્રંથ ભંડાર; સહુ મીલકત આગળ ધરી, તે વેળા તે ઠાર. કોણ નગર છે તમ તણું કોણ કોણ તમારો તાત; રૂપે રવી સરીખડા, કોણ તમારી માત ૪ બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર તમો; ધર્યું માનવ રૂપ, અહંકાર ભાગવા માહરો પધાર્યા દેવ સ્વરૂપ. ૫ પણ સંદેહ ભાગો મન તણો. કહું તમારી દાસ; પતિવ્રતા હું પદમણી સેવા કરૂં રહી પાસ. ૬ કોઇ નગરનો કર અડગો નથી એ વાતે સુરજ સાખ; કહો તો દેખાડું પારખું, એમ બોલી વીનતા સાખ ૭ મેં ધાર્યું તું મન વિષે, મુને જીને તે ભરથાર, તે ઇચ્છા મ્હારી પુર્ણ થઇ, મુજ ભાગ્ય તણો નહિ પાર. ૮ ઇશ્વર આણ આ વાતમાં જુઠું બોલું આ દીશ; કોટી બ્રહ્મહત્યા મુજને, પૃથ્વી પાપ મુજ શીષ. ૯ સાચી વાત તમે કહો, પુરો મનના કોડ: લ્હાવો લાખેણો લીજીએ. આપણ જુગતે જોડ ૧૦ રાખી વાત જો તમે કરો મુજ હત્યા તમ શીશ; આશા ભંગ મારી થશે. દુભાશે જગદીશ. ૧૧

ચોપાઇ—એવાં વચન વીનતાનાં સુણી, રાજકુંવરે વાણી ભણી ભરી વીતકની કહું છું વાત, સાંભળજે તું ચીત સંગાથ. જે પોતાને પડીયુ દુઃખ તે સર્વે માંડી કહ્યું મુખ ત્યારે વીનતા વીલાસે મન ઘણું દુઃખ કરી તે બદન ત્યરે રાજકુંવરે કહ્યું નાર. મારા મનના કહું વીચાર; એક મનમાં મોટી આશ, જવું બંકાવળીની પાસ; ત્યારે ગુણકા બોલી વાણ, સાંભળ રાજા ચતુરસુજાણ બંકાવળી નામે એક પરી છે સાર, તેની સોભાનો નહી પાર. તેની વાડીમાં કુલ છે સહી, તેની શોભાનો પારજ નહી; તે પૃથ્વીમાં પુલ છે એક ઘણી શોભા તેની છેક. સહસ્ત્ર પરી તેની રક્ષા કરે

રાત દીવસ તેની પાછળ ફરે, લક્ષ રાક્ષસ છે રખવાળ, જે વીકાળ સરખા લાલ ફરતો કોટછે તેને સહી, તે મધે વાડી છે મહીં એક ઝાડને એકજ ફુલ, શોભા તેની દીપક તુલ્ય પૃથ્વીમાં શોભા ચોકી નાગ પ્રમાણુ, ઉપર જક્ષણી શોર જાણુ, ગગને ચોકી પરી તણી, તેની શોભા કહું ઘણી, ચન્દ્ર સુરજ નવ દેખે મુખ, ગુલબંકાવળી પામે છે મુખ, વીકટ વાટ તે સર્વથી, કોઇથી ત્યાં જવાતું નથી ઘણાં વીઘન રસ્તામાં થાય, કેઇ પેરે ત્યાં જશો રાય, કોણ માત્ર માનવાનો કાય, દેવ માનવથી નવ જવાય માટે તજો જવાનું નામ મ્હારા મનની પુરો હામ એવા વચન વીનતાનાં સુણી રાજ કુંવર વાણી ભણી જીવ ગયે નવ મુકું મામ છે જ વાની મુજને હામ એવાં વચન વીનતાનાં સુણી લાચાર થઇને વાણી ભણી, જુઓ કહેતાં જીભ કપાય માટે સીદ્ધ કરી આવો રાય આવશો ત્યારે સુખ સહેલ, તમો ચાલશો ત્યાં રંગની રેલ આ-વશો ત્યારે નીકળીશું બહાર, તે જાણજો તમે નીરધાર, જપમાળા મેં કરમાં ધરી, સર્વ સુખ તજ્યું સુંદરી પરપુરૂષ ભાઇને બાપ નીશ્ચે માનજો આપો આપ. તમ કારણ લઇ બેઠી જોગ. મુક્યા ભાવતા સઘળા ભોગ, મરવા ઉપર રીજ્યાં અમો, ઉતાવળ કરોની તમો, બાર વરસ જોશું વાર, પછી કરશું દેહની ઘાત, અવર પુરૂષ કરવાની નથી, સત કરી માનજો સર્વથી. એમ કહીને નમા-વ્યું શીષ, રાજકુંવર ઉઠયો તે દીશ; જોઇ શુકનને પંથે પળ્યો નગર થકી બહાર નીસર્યો લીધું પછી જોગીનું રૂપ, પ્રતિબિંબનું પ્રગટયું નુરઃ ભસ્મ લેપન કર્યું છે કાય. વળી કછોટો વાળ્યો રાય શેલા શીંગી ગળામાં સહીઃ જેસ્ટોકા તુંબડી કરમાં ગ્રહી મનમાં બીતો નથી લગારઃ જંગલમાં ચાલ્યો રાજ કુમાર મહા અરણ્યમાં

તે ચાલ્યો જાય: રાત પડે ત્યાં મુકામજ થાય. માણુસ નામે જંગલમાં નહીં ઝાડને આશરે બેસે જઇ; દુઃખે સુખે વીતે છે રાત, વળી પંથ ચાલે પ્રભાત સાત માસ ગયા એમ જાણુ, જંગલ એક આવ્યું નીરવાણુ ઘણા ભેદે અનેક જાત. ત્યાં મુકી નવ શકે કોઇ પાગ. કંથેર કાંસકીને ગોખરૂ સહી, તે ઉપરથી ચાલવું નહીં; બીજી વનસ્પતી ભાર અઢાર; ઘટઘુમ થઈ ત્યાં સાર. ક્યાં ઉગ્યો ક્યાં આથમ્યો સહી એવું નવ ભયાનકે તહીં અંધકાર નવ સુઝે ભાન પશુ પંખી નવ મળીયા જાણુ. શબ્દ શારદુલ શીયાળના થાય તે દેખતામાં કંપે કાય ઘણા શબ્દે મોટા વીકરાળ નાગના શબ્દ નીસરે બહાર, ફરી જળ તણું નહી નામ; કંઠે શોપ પડયો તે ઠામ, ઘણી છે કોમળ તેની કાય, ખોખરૂ કાંટા પેસે પાય, મૃત્યું કાળ, જંગલનું નામ, કોઇ ઘાલી શકે નહીં હામ, દેવ દાનવથી નવ જવાય, કોણ આશરો માનવીની કાય, દશ જોજનનું જંગલ જાણુ જાયે તે છોડે પ્રાણ તે મધ્યે ચાલ્યો છે વીર, ઘણું દુખ પામ્યો તે શરીર, હીમત પોતે મુકતો નથી, મહા દુઃખે ચાલ્યો સર્વથી વળી તે મનમાં કરે વિચાર ચતુરાઇ કરી મેં જીતી નાર. એ તો પરમેશ્વરનો ખ્યાલ પડે પાર કે આણે કાળ લખીત વાત થશે તેહ એમ કહીને ચાલે છે એહ.

દોહરે—શરીર સઘળું જડાય ગયું. નીકળે રૂધીરની ધાર, લાખ વીંછુંની વેદના, ભોગવે છે તેને ઠાર ૧ પગ તળીયાં છેદાઇ ગયાં, છેદ પડયા આ ઠાર, પગ ધરતી પરે નવ ધરે દુઃખ તણો નહિ પાર. ૨ ભુખ તરસ ઘણી વળી કાંટા ભાગે પાય, હીંમત મન નથી મુકતો ચાલ્યો જંગલમાં જાય, ૩ વાઘ વરૂ ગાજે ઘણા, ડરતો નથી રાય, લખ્યું હશે મારા કર્મમાં, જે થવાનું

હશે તે થાય, ૪ એ ભયથી ડરવું કશું, વીચારીયું પોતે મન દુઃખે પાય ચાલે નહી શું કહું મુખે વચન, સાત દીવસ એમ વહી ગયા સુરજ તણું થયું દર્શન પહાડ એક નઝર આવીયો, જોતામાં ભયો છે ગગન. ૭ જયાં પહાડ ત્યાં જળ સહી, એમાં શો વીચાર દુઃખે પાપે જાઉ તીહાં, ત્યારે થાશે અમરીત આહાર ૮ એમ વ-ણુશી, ચાલીગો, જળ વીના જીવડો જાય; પહાડ સમીપે આવીયોઃ ત્હાં કોઇ અચરત થાય ૯ જુએ તેતો પહાડ નથી. એક રાક્ષસ વીકરાળ; લાંબા ચોડાની ગણુની નથી, બેડો ગગને વીશાળ. ૧૦ જડરૂપ ત્યાં થઇ ગયો, ચૈતન્ય ટળ્યું શરીર વીકરાળ વદન બી-હામણું, કઇ તરેહ રાખું ધીર ૧૧ અરે જીવ તું કેમ ડરે, મરવું એકજ વાર; એમ વીચારી મન વીશે, નમીને કર્યો જુહાર ૧૨

ચોપાઇ—નમી કરીને લાગ્યો પાય ત્યારે રાક્ષસ બોલ્યો કાય ક્યાથી આવ્યો આણે ઠામ, નર આવે માનવનું નામ દેવ દાન-વથી નર અવાય, તો કોણ માત્ર તું માનવી કહેવાય; મારે કીસ્મતે આવ્યો અહીં એ વાતમાં સંદેહ નહીં નીત પશુના કરીએ અહા-ર ઘણાં, વરષ થયાં આ ઠાર, માનવી ખાવાની ઇચ્છા થઇ તે તો આજ સંપુર્ણ થઇ, માટે આજ જીવનનું સાર્થક થયું, તારી કાયાનો સ્વાદજ લઉ, એવા રાક્ષસનાં સુણી વચન; રાજકુંવર બોલ્યો તે દીન, એ વાતે ઘણું હરખ્યું મન સુખે ખાઓને મારૂં તન ઘણો ખુશી થયો હું આજ સીધ કરો તમારૂં કાજ એક પ-લક તે વરસજ થાય નથી દુઃખ વેઠાતું કાય, તું જો મારી કાયા ખાયતો જીવ નીકળી સ્વર્ગે જાય પરદુઃખભંજન મહારા તમો વહેલાં થાવ દુઃખ પામું આમો એવાં રાજકુંવરના સુણી વચન, તવ રાક્ષસનું હરખ્યું મન. ઘણી કાન્તી ને રૂપ વીશાળ વાણી

સુણતાં ઉપજ્યું વહાલ, મધુર વચનથી વાણી રહી, આવ તુને નહી ખાઉં અહીં મરવું તો કોઇને નવ ગમે, શા માટે મોત માગો આ સમે બાળપણામાં જોબન કાય; કેમ આવ્યા જંગલની માય પરમેશ્વર વચમાં દરમીયાન નહી ખાઉં એ તું નીશ્ચે માન એમ સમ ખાધા તે ઠાર, આવ પાસે કરીશ ઉપકાર પાંચ દીવસ પરોણાં રહો દુઃખ હોય તે મુજને કહો આપુ ભક્ષ તમારૂ સાર; શો છે તમારો નીત્ય આહાર, તે આણીને હાજર કરૂ વચન તમારૂ મસ્તક ધરૂ. રાજકુંવર કહે સાંભળો તાત, કહું મારા ખાધાની વાત ઘઉં ઘી તણો અમો કરીએ આહાર વળી દુધ સાકર નીર્વાણ તે તણો અમો કરીએ અહાર, તે ક્યાંથી આ જંગલ મોઝાર

દોહરો—એવાં વચન રાક્ષસના સુણી હરખ્યો અપરંપાર ચાર ઘડીમાં લાવું અહી તુ બેસી રહે આ ઠાર, એમ કહીને પરવર્યો ક્ષણ ન લાગી વાર પોઠ જાતીતી વણજારા તણા જઇ પડયો તે મોજાર રાક્ષસે માયા કરી ક્ષણ ન લાગી વાર પાછો ફરીને આવીયો. કામ કરી તે સીધ, અન્ન વસ્ત્રના ઢગલા કર્યા ઘી સાકર બહુ લીધ; કરીઆણું વીવીધ પ્રકારનું; તાંબા પીતળના ભાંડ ૪ રાજકુંવર વીસ્મય થયો, જે જોઇએ તે ત્યાંય; ઉન્મત નહી કશી વાતની વીસ્મય થયો મન માંય, ૬ ખાન પાન ગમતું કરે તું, મારો મીજમાન, ચીંતા મનની પરહરે, તને આપીશ જીવતદાન, પાક ભક્ષ ભોજન વીધવીધના. કર્યા બત્રીસે પાક ભાત ભાતની સુખડી, કર્યા સુંદર શાખ. ૭ રાજકુંવર બોલીયો, તું પીતા હું તન એક અરજ છે માહરી બોલું સુખ વચન, ૮ ત્યારે રક્ષસ કહે તમો નવ ડરશો મન લગાર; ઇચ્છા તારા મન વીશે, તે કહો મુજને આ ઠાર ૯ ત્યારે રાજકુંવરે કહી, જે જમીએ બેસીને સાથ એવી

ઉમેદ છે મુજને, કહું છું જોડી બે હાથ ૧૦ બીજી વીનતી તમ દાસની. અભંગ તમારી કાચ, બીક ઘણી લાગે મુને, તે મુખમાં કેમ ખવાય. ૧૧ એવાં વચન મુખે કહ્યાં ત્યારે હરખ્યો રાક્ષસ મન; હશી કરીને બોલીઓ. તું સાંભળ પંથીજન, ૧૨ માયાનો પારજ નથી કારણ માનવ થાઉં; આ જાત મહારી તજુ, તુજ પાસે બેસી ખ.ઉં. ૧૩ એમ કહી થયો માનવી, ક્ષણું ન લાગી વાર જાણે બીજો રાજવી થઇ શોભા અપરમપાર. ૧૪

ચોપાઇ—રાક્ષસે માયા પોતાની કરી, પહાડ જેવી કાયા પરહરી થયો માનવી દેહ સ્વરૂપ અચરજ પામ્યો પોતે ભુપ, તારે હશી બોલ્યો રાજન, હવે તો હરખ્યું મારૂં મન, એમ કહીને પીરસી થાળ, જમવા બેઠા તે તતકાળ. ૨ અમરત વસ્તુ આગળ ધરી, આરોગ્યા પછી પેટજ ભરી, સાત વાનાની સુખડી સાર, વાર ફરતી કરે છે આહાર ઘણા સુઘડ ખાય છે પાન, બેઠા બેઉ જણ ધરીને માન. ૪ વાત ચીત કરી બે ઘડી. એમ કરતાં હતાં રાત જ પડી. નરભે થઇને સુતા તહીં. એમ ચાર પહોર રજની ગઇ ૫ પ્રાતઃકાળે ઉઠયા બેઉ જણ, કીધાં બંનેએ દંતધાવન; વળી બત્રીસી રસોઇ કરી, જમયા બન્ને પેટજ ભરી. ૬ બમણી લેઝત પડી બીજે દન, તેમ તેમ રાક્ષસ રીજે મન; કો દીન મોદીક કો દીન કંસાર, કો દીન શીરો પુરી આહાર; કો દીન વેડમીને સુખડી રાક્ષસ તણી ભાગી ભુખડી. ૭ સાત દીવસ થયા તે ઠાર રાક્ષસ રીજ્યો અપરંપાર સ્વાદ ઇંદ્રિયે તે વશ થયો મુખ થકી તે એમ બોલીઓ કાળ માયાના માનવી સહી તેને જીતી જાય કોઇ નહી મુઠી જેટલા તેના હાથ ઢોળી પાડે મોટા પહાડ; બુદ્ધિ એવી બીજામાં નથી નીશ્ચે માનજો સરવથી માટે ત્યાં જ

વાનો નાર. નવ જવાય તો ધીક અવતાર તમો નામ બતાવો ભાળ તો લઇ આપું તતકાળ કેદી લોકો હતા જેટલા મુકી મેં દીધા તેટલા અમીર ઉમરાવના જે કુમાર, તે સરવેને કાઢયા બહાર વસ્ત્ર આભુષણ આપી સાર વીદાય કર્યા તેને તે વાર હસતા કર્યા સરવના મુખ, ઘણાં દોહલાં ટાળ્યાં દુ:ખ ઘણો આશીશ દીધી છે સાક્ષાત તે ઉપર એ કહું છું દ્રષ્ટાંત.

દોહરો—બ્રાહ્મણ એક જાતે સહી તેને પીડા અપરંપાર; અન્ન ન મળે પુરૂ પેટને; પુત્ર પુત્રી પરીવાર; ૧ ઉપવીર દેવું પુત્રને વળી દેવું કન્યાદાન; ઝુરે બેશીને મન વીશે. કેમ થાશે ભગવાન ૨ દ્રવ્ય મારી પાસે નહી; કેમ રહેશે મુજ લાજ, પરદેશમાં જાવુ સહી; જાચુ જઇને રાજ ૩ બેસી રહે સિદ્ધિ નથી નીશ્ચે કહયું મન માંય વીનતા પ્રત્યે વાણી કહી અમો જાશું પરદેશ માંહી ૪ દ્રવ્ય લઇને આવશું, વીનતા આણે ઠામ;. કન્યાકાળ જાયે કુંવરી તણો ૫ વળી કામ થાયે કંથ, શાસ્ત્ર વચન કેમ લોપીયે; બેસે મુજ શીર ગળ, હું જાચું કોઇ રાયને લાવું અતીશે માલ ૫ એવા વચન વીપ્રનાં સુણી નારીએ આજ્ઞા દીધી ૬ શુભ મહુરત જોઇ નીસર્યા કામ કરવાને સીધ. ૭ દેશ તજીને નીસર્યા હું જઉં ગ્રહસ્થની પાસ પાસ. આશીર્વાદ જઇને કરૂ પુરે મનની આશ. ૮

ચોપાઈ—એમ વિચારી ચાલ્યા વહી. પ્રભુ આશ મ્હોરી પુરે સહી; દીવસે રાતે મુકામજ થાય એમ કરતો કરતો ચાલ્યો જાય; ચાલીસ જોજન ગયા રૂશી જન; ત્યાં એક દીઠુ મોટું વન વનસ્પતિ ત્યાં ભાર અઢાર; નમી રહી તેની બરકાર એક માર્ગ બીલી વાટ ઘણે મનમાં થાય ઉચાટ શો દીગો વરૂને વાઘ ઘણો સાદ કરે તે જાગ નવ રહી બ્રાહ્મણ કેરી ધીર હીમત રાખી

ચાંલ્યો વીર ભવીષ્યમાં જે બનશે સહી? એમ વીચારી ચાલ્યો વડી અંધે જંગલ ગયો જેટલે એક કૌતક દીઠું તેટલે વજર પાંજર લોઢાનું દ્વાર તે પાસે વાઘ તે દીઠો સાર બાર હાથ દીસે વીકરાળ દીઠો જાણુ ખાશે તત્કાળ, પુછ પછવાડે તેમાં રહી બ્રાહ્મણુ આવી પહોંચ્યો તહી, ગડગડી ઉભો થાય આગળ ન ચાલે તેના પાય પાછુ ડગલું ભરાતું નથી મન વિચાર કરે સરવથી નીશ્ચે વાઘ ખાવાનો મુજ કાય, મનના મનોરથ રહ્યા મન માંય હમણાં નીકળી મુકે દોટ, ઝડપ ઝાલશે મારી કોટ, નવ ચાલે નવ હાલે પાય આકુળ વ્યાકુળ મનમાં થાય, તે શારદુલને વાચા થઇ મુખ થકી તે વણી કહી, અરે ભાઇ તુ પંથીજન આવ્ય તને ન કરૂં વીઘન એ વાતે સાક્ષી શ્રીરામ સત્ય કરી માનો આ ઠામ જીવતદાન આપો મુજને આજ હું તો સારીશ તારાં કાજ બ્રાહ્મણને આવ્યો વીશ્વાસ, ગયો તે પીંજરની પાસ કરજોડીને ઊભો રહયો ત્યારે શારદુલે બોલજ કહયો. ઉઘાડ દ્વાર હું નીસરૂ બહાર કરીશ તુજને ઘણો ઊપકાર વીપ્ર કહે એ અચરત વાત કોણે પીંજરમાં ઘાલ્યો ભ્રાત, વિસ્તારીને કહોજી તમો ત્યારે ઉઘડશું અમો.

દોહરો—તે વારે શારદુલ બોલીઓ સાંભળ પંથીજન મેં તો મારગ પાડીઓ, સંતોસ્યુ મુજ મન ૧ પશુ પંખી કે માનવી સઉનો કરતો આહાર, કોઇ માનવી માયાનો મળ્યો તેથી પડયો આ ઠાર ભક્ષ ભોજન એમાં ભરી. હું પેઠો કરવા આહાર, દ્વાર બંધ તેણે કર્યું કેદ કર્યો આ ઠાર. સાન કરી તેને મુને, તે થયો સવાયો શેર વજર પાંજરમાં હું પડયો, એક નવ સુઝે પેર. ૪ ક્ષુધા તરસ પીડે ઘણી, ગુરૂ બેઠો આ ઠામ, ભાઇ કહાડો મુજને હું જીવું તમારે ન.મ. ૫ આંખેથી આંસુ પડે એમ કહીને કરે રૂદન

વિપ્રને દયા આવી ધણી, પછી બોલ્યો મુખ વચન હું તો કહાડું છું તુજને પરમારથ પ્રમાણ, કદાપી ખાવ તું મુજને. તે વાતે સાક્ષી આણ ૭ સુરજ ચંદ્ર બે સાખ્યઆ શ્રીરામચંદ્રની સાખ્ય બીજી પ્રતિજ્ઞા કીધી ઘણી સત સહઅને લાખ ૮ તે વરે બ્રાહ્મણ રીઝીયો માન્યુ પોતાનું મત ૬ર મુજને ઉગાડીઆં તે વેળા તે દન. ૯ નીકળ્યો વાઘ તેમાં થકી બોલ્યો મુખ વચન ક્ષુધા પીડે છે મુજને, હું ખાઇશ તારૂ તન. ૧૦ ત્યારે બ્રાહ્મણ બોલીઓ સાંભળ પાપી વાણ પરમેશ્વર વચમાં ધર્યા તે સમ ખાધા છે જાણ ૧૧ વચન તારૂં મીથ્યા કરે ધીક ધીક તુજ અવતાર બ્રાહ્મણ હત્યાય કયાં છુટશે, સમજે મનમાં સાર. ૧૨

ચોપાઇ—શાર્દુલ ત્યારે બોલ્યો મુખ શાને પીડા ધરે છે દુ:ખ ગુણ પછવાડે અવગુણ સહી એ વાતમાં સંદેહ નહી માટે તુજને ખાવાને ભરાંત નીશ્ચે માનજો સાચી વાત બ્રાહ્મણ કહે મીથ્યા થાય, મહા પાપી તો તું કહેવાય શાસ્ત્ર પ્રમાણે કહું છું હું ચીત ધરીને સાંભળ તું વિશ્વાસઘાતનું મ્હોટું પાપ, નીચ્યે માનજો આપોઆપ ગુણ પછવાડે અવગુણ કરે તે નર તો નરકે પડે શાર્દુલ કહે હું માનુ નહી કાંઇ શાખ પુરાવો અહીં ભટજી કહે સાખ પુરાવું હું મારી સાથે આવને તું જુઠો પડે તો કાયા દઉં સાચો થઇ તો મારગ લઉં વણ પુછે જો ખાશો મુને તો તો ગઉ હત્યા છે તુને શારદુલ કહે સાચો થાઉં તો તુજને જાવા ન દેઉં એમ કહી બે ચાલ્યા જાય, આવ્યા વડ એક મારગ માંય ઘોર ગંભીર છે શીતળ છાંય છીત પવન આવે છે. ત્યાંય, ત્યાં બે જણ ઊભા જાઇ. તે વારે વીપ્રે મુખથી વાણી કહી. તારી કાયા છે. અપરંપાર, માટે એક પુછયો વીચાર. ત્યારે વડને વાચા થઇ, મુખ ધરી તેણે વાણી કહી. શો કજીયો છે તમારે જાણ વીસ્તારીને

કહો નીવારણ ત્યારે બ્રાહ્મણ બોલ્યો વાત કરગરવા લાગ્યો વડની સાથ પોતાની સરવે વાતજ કહી તે સાંભળી વાણી વડે કહી મારો વાંક હોય તે મુજને કહો નહીં તો મુજને જાવા દો.

દોહરો—ત્યારે તે વડ બોલીયો મુજ વીતકની વાત તે સાંભળતાં ભાગશે બેઉના મનની ભ્રાંત ૧ ગંભીર છાયા માહરી શીતળ વાયુ વાર પશુ પંખીને માનવી બેસીને સુખી થાય ૨ રૂવો શ્રમ હરે મ્હારા થડે સમાવે તેનો તાપ ઉપકાર મ્હારો અતી ઘણો તું સાંભળ બ્રાહ્મણ વાત કોઇ ચુંટે કાયા માહરી કોઇ ચુંટે મહારા પાન કોઇ ડાળી છેદન કરે તું સાચે સાચું માંન ૪ ગુણ પછવાડે અવગુણ સહી, એમાં શો સંદેહ લખ્યા લેખ મટે નહી તે ભોગવે ત્હારી દેહ, ૫ એવાં વચન વડનાં સુણી બ્રાહ્મણ થયો મન ભંગ શારદુલ હતો તે સજ થયો આનંદ પામ્યો તે અંગ ૬ સાચી વાત મહારી મળી તું જુઠો પડયો આ ઠાર હવે તો ખાઉં તુજને નવ લગાડું વાર ૭ ત્યારે બ્રાહ્મણ બોલીયો: નહી માનું એ વાત બીજાને પુછો જઇ પછી કરજો મહારી ઘાત ૮ વણ ઇન્સાફે મારે મુંને તો હત્યા બેસે તુંને શારદુલ કહે વળી વેડશું દુઃખે ભુંડી ભુખ.

ચોપાઇ—પુછો કોઇ બીજાને જઇ એમ કહીને ચાલ્યા તહીં, સરોવર સુંદર દીઠું જ્યાં પેલા જઇને ઉભા ત્યાં મનના મનોરથ મનમાં રહયા દઇવને દયા ન આવી જરા જળવીંદ માતા છો તમો ભેદ ભાગો દુઃખીઆ છીએ અમો ત્યારે સરોવરને વાચા થઇ મુખ થકી તેણે વાણી કહી શું દુઃખ છે ને શુ છે કામ આવ્યા છો કેમ આણે ઠામ, ત્યારે બ્રાહ્મણ હરખીયો મન સંક્ષેપે કહ્યું તે દન માટે ન્યાય ચુકવો જાણ જેમ બચે બ્રાહ્મણના પ્રાણ એનો વાંક હોય તો શીક્ષા દો મુંજને પાધરો જાવા દો વાત કરીને ઉભા, તહીં પછી સરોવરે વાણી કહી.

**દોહરો**—સરોવર કહે પ્રીતે, સાંભળ મારી વાણ ભવીષ્ય મટે નહી જે કરમે લખ્યું પ્રમાણ ૧ પ્રથમ વાત મારી સુણો વીતે છે મ્હારી કાય તેની વાત સુણ્યા પછી સંદેહ મનનો જાય સરોવર સુંદર હું સદી અમૃત સરખું નીર પીએ જળ આવી કરી શીતળ થાય શરીર ૩ અન્ન વીના જાય અરધી ઘડી જળ વીના ન જાય પળ એક એવાં ગુણ છે માહરા તમે સાંભળજો વીવેક પશુ પંખીને માનવી સરવ ત્રપજ થાય તે અવગુણ મુજને કરે તે સાખી રહું છુ આંય કોઇ દંતધાવન કરે કોઇ આવીને નાહ્યું કોઇ મુળ મુતર ધુવે તે ખમુંછું મારી કાય. ૬ ગુણ પછવાડે અવગુણ સહી નીચે આડો આંક સુખ દુખ કાયા ભોગવે તેમાં શારદુલનો શો વાંક ૭ એવા વચન તેનાં સુણી બ્રાહ્મણ પામ્યો દુખ શારદુલ રીજ્યો અતી ઘણો બોલ્યો પછે મુખ ૮ હવે તો ખાઉં તુજને જુઠો પડયો બીજી વાર સાચી વાત મ્હારી મળી ભક્ષ કરૂં આ વાર ૯ ત્યારે લાચાર થઇ બ્રહ્મણ કહે હુ માગુ બીજી દાદ હુ હાર્યો જીત્યા તમો ભાગ મનની ભ્રાંત ૧૦ હવે ફરી વચન બોલું નહી તું કરે તે કરૂં પ્રમાણ હવે બીજું વચન મીથ્યા કરૂં તો ઇશ્વરની મુજ આણ ૧૧ તે વારે શારદુલ બોલીયો વળી જુઠો પડીશ ત્રીજી વાર હું ચુકવાનો નહી એમ શારદુલે વાણી કહી ૧૨ વળી આગળ ચાલ્યા સહી એક દીઠું શીયાળ બ્રાહ્મણ તો ઉભો રહ્યો બોલ્યો મુખ તતકાળ ૧૪

**ચોપાઇ**—તે વારે વાચા શીયાળને થઇ મુખ થકી તેણે વાણી કહી ગુણ અવગુણ ઘણી છે વાત પછી ભાગો મનની ભ્રાંત ત્યારે બ્રાહ્મણે વાણી કહી વિતક વાત તે સરવે સહી તમે તો ક

હો તે કરશે અહીં; એઉ જણા ઉભા છો સહી શીઆળ બોલ્યો મુખ થકી, પછી ન્યાય કરૂં મુજ જાત; જુઠો સાચો કોણ હશે અન્યાય મુજથી કેમ થશે. કયે ઠામ છે પીંજર સહી કેમ કબજે પડયો તે નહી; કઇ રીતે ઉઘાડયું બાર, મુજને દેખાડ તે ઠાર ત્યાર પછી ચુકવું ન્યાય, મુખથી વાત તે કેમ મનાય; એવાં વચન તે શીયાળનાં સુણી, વાઘને રીસ ચઢી છે ઘણી, વડને જળ કરતાં ડાહ્યા તું આવ્ય ઠેકાણું દેખાડું હું. જોયા પછી ચુકવો ન્યાય, એમ કહીને ગયા ત્યાંય, ઓ પેલું મારૂં રહેઠાણુ આ પીંજરમાં પેઠો જાણ એ પંથીએ ઉઘા-ડયું તહિં; ગુણ પાછળ અવગુણ અહી મુખ જુઆની કહો છો તમો ન્યાય અન્યાય કેમ ચુકવું અમો. નજરે જોઉં તો ચુકાવું અહી નહીંતર માર્ગ જાવું વહી તમે પેસો પીંજર મોઝાર. બ્રાહ્મણ વળી ઉઘાડે દ્વાર; તે તો નજરે જોવું અહીં પછી ન્યાય અન્યાય ચુકાવું સહી એવાં વચન વિપ્રનાં સુણી, પેઠો પીંજરમાં તેણી ઘડી વીપ્રને કહે તમે રોને બાર એ કહે ત્યારે ઉઘાડો દ્વાર દીધાં બરણાં સાંકળ સાથ શીયાળ મુખથી બોલ્યો વાત જે રીતે તમે કહ્યું તું સહી, તે રીતે તમે બોલો અહીં; ઉઘાડ ભાઇ તું આણે દ્વાર. કહાડ બહાર તુજને કહીશ ઉપકાર, ગુણ પછવાડે અવગુણ સહી, ત્યારે હું ઉઘાડુ નહી.

**દોહરો**—વચન સુણી શીયાળનાં, વાઘને પડી મન ફાળ દમો કરીને ઘાલીરો હું આણીશ તારો કાળ. ૧ તું શું ખાતો તો મુજને બળ હોય તો નીકળ બહાર; સ્નેહ કરી ત્હને કહાડીયો. ધીક ધીક તુજ અવતાર. ૨ બ્રાહ્મણનો જીવ બચાવીગો વળી અદલ ચુકવ્યો ન્યાય; જે દરે રે તે ભોગવે મુજ શીર દોષ નહી કહેવાય ૩ હું શીયાર તું શાર્દુલ થયો, મેં અદલ ચુકવ્યો ન્યાય પણ ગુણ પછવાડે અવ-

ગુણ સહી. તું ભોગવ તારી કાય ૪ એમ કહી ત્યાંથી ચાલીગો, શીયાળ ત્યાંથી જાય; બ્રાહ્મણ પાછો પરવર્યો કેવો ચુકવ્યો ન્યાય જગત જોગ કોડે કરો જાઓ તમારે ગામ; વગર વીચાર્યું કરતા રખે આજ પછી તમે કામ ૬ આશીશ દીધી શીયાળને બ્રાહ્મણ પંથ પળાય; ઉપવીત દીધું પુત્રને, વળી પરણાવો કન્યાય, ૭ નહાના ઉપર નવ ભુલવું નાહનો શીયાળવો એહ, બુધ્ધીએ જીતીયો વાઘને, કહી ન શકે તેહ ૮ તમે જીતશો સર્વને કોણ માત્ર પરી જાત; પરમેશ્વર પ્રતાપથી લાવો કરી તપાસ. ૯

દોહરો—રાક્ષસ મુખથી બોલીયો સાંભળ માનવી જાત. શા દુઃખે તું નીસર્યો તે કહો મુને વાત. કોણ જાત છે તાહરી કોણ માત કોણ તાત; બાળપણે વનમાં ભમે શા દુઃખે મુજ ભ્રાત ૨ માંડી વાત મુજને કહો હું ભાગું ત્હારૂં દુખ ઇશ્વર આણ એ વાતમાં વિસ્તારી કહો મુખ. ૩ રાખી વાત ભાઇ તું કરે તો ઇશ્વરની તુજ આણ. સાચે સિદ્ધી છે સહી, માટે સાચી બોલ વાણ ભાગીશ દુખ હું તાહરૂં જયાં સુધી ઘટમાં પ્રાણ. સત્ય વચન છે માહરૂં તું સાંભળ ચતુર સુજાણ. ૫ વચન આપ્યું તે કુંવરે લીધું કર મોઝાર; પછી કર જોડીને બોલીઓ, તે વેળા રાજકુમાર. ૬ સીરકરતાનનો રાજીયો, તે તણો હું તન; ગુલબંકાવળી જોવા વશી ઇચ્છા મરે મન; ૭ રાજપાટ સરવે તજી નીકળ્યો છું હું બહાર ફરતો ફરતો આવીયો તમો તણાં ઘરબાર. ૮ હવે રજા આપો મુજને, તો ઝાલું માર્ગ સિધ, વિગત વાત માંડી કહી મેં તો તમારી સાથ ૯ વચન પાળો તમતણું, સત્વર કર્યો પ્રણામ; એવા વચન શ્રવણે સુણ્યા રાક્ષસ થયો મન બંગ કરમે કર અડકાડીઓ બોલ્યો તેણે સંગ.

ચોપાઇ—બોલ્યો રાક્ષસ મુખથી વાણુ, સાંભળ માનવી ચતુર સુજાણુ તે ફુલ કાંઇ રસ્તામાં નથી સાચી વાત કહું હું કથી બંકાવળી નામે પરી છે સહી તેની શોભાનો પારજ નહિ તેની વાડીમાં એકજ ફુલ ધણી સુધડને વસ્યુ અમુલ્ય, તેની રક્ષા કરવા રહું છું હું સત કરીને માનજે તું અઢાર હજાર હું સરખા સેનાપતિ તેની શોભાની શી કહુ ગતિ, એકસોબાસઠ ચોકી જાણુ તેહ અઢાર હજાર નિર્વાણુ તમો કઇ પેરે જાશો તહી મુજને ચિંતા થાશે અહીં તેના બાપનું બહુ છે સૈન્ય ત્યાં તમો જાશોજી કેમ માનવીથી જવાએ નહીં માટે ત્યાં તમે જાશો નહીં સઉ રાક્ષસ રક્ષા કરે. પવન સરખો નવ સંચરે જમીનપર ચોકી વિંછુ ને નાગ ગગને ભી પરીની જાત; ફરતો કોટ રાક્ષસનો તહી. દેવતા થકી જવાયજ નહી. ચંદ્ર સુરજની દ્રષ્ટિ નવ જાય. તે ફુલ તુજથી કેમ લેવાય. પ્રથમ ચોકી મહારી સહી માહારી નજરે દીઠું તહી. તે કેમ આવશે તારે હાથ. રાક્ષસ દુઃખ ધરે મન સાથ હવે વચન મારૂં મિથ્યા જશે. એ કારજ કોઇ પેરે થશે; તેં તો ગુણ કીધો છે અપાર અમૃત: વસ્તુ કરાવી આહાર, મારૂં વચન જો મિથ્યા થાય. ધિક્કાર પડયો અમારી કાય ધિક્કાર પડે જો જાય વચન ધણો પસ્તાઉં છું મારે મન. જીવ જીવા સુધી કરવાનો કાજ બાંહે ગ્રહ્યાની રાખવી લાજ ભમણુ ભક્ષ કરોની તમો એક રાક્ષસ તેડી આણું અમો એવાં વચન રાક્ષસનાં સુણી, રસોઇ સીદ્ધ કરી ચાસણી ચારે ધડીમાં કરી તૈયાર, ચતુર નરને શાની વાર. પોતાના વાણીએ કર્યો હુંકાર એક રાક્ષસ આવ્યો તે ઠાર જુહાર કરીને ઉભો સાર વાત કરવા લાગ્યો તે ઠાર; રાજકુંવર દીઠો જેટલે; રાક્ષસ મુખ બોલ્યો તેટલે; એ માનવ રૂપ ક્યાંથી

લાવીયા. એ ઉપર કેમ રાખી દયા ઘણી સુકોમળ તેની દેહ મનતણો ભાગો સંદેહ, કેમ રાખો છો હેતજ ધરી, એવી વાણી તેણે ઓચરી.

દોહરો—એવાં વચન તેહનાં સુણી, બોલ્યો મિત્ર વચન એ દેવથકી અધિક છે, મેં તો આપ્યું સત્ય વચન ૧ એના ગુણનો પારજ નથી, એણે આપીએ અમ્રત આહાર, પુત્ર કરતાં અદકો ગણ્યો, સુણો મીત્ર આ હાર. ૨ મ્રત્યુલોકના માનવી એની શોભાનો નહીં પાર. બીજા ગુણ એમાં ઘણા શા મુખે કહું વિસ્તાર ૩ નીમકહરામ હું થયો. એણે ભાગી મારી ભુખ, શું ઓશીંગણ થઇશું અમો, એ નરને મોહોટું દુખ, ૪ માટે તેડયા મેં તમો બેસોને આ ઠાર; ખાનપાન કરીએ સહીં. પછી કરીએ વિચાર, પગબેકુ જણા બેઠા સહી, ત્રીજા માનવી સાથ મુકયાં ભોજન મુખ આગળ આણી મન ઉલ્લાસ. ૬ સાત વાનાની સુખડી બીજું સાહિત્ય અપાર, મુર્ખ આગળ સહુ મુકીયું. તે કરવા બેઠા આહાર છે અમ્રત વસ્તુ મુખમાં ધરી, ઘણા શોભતા સાર, તેમ તેમ રાક્ષસ રીઝીઆ, આણી મનમાં વહાસ. ધન્ય માનવ તારી બુદ્ધિને, તૃપ્ત કર્યું મુજ મન. શું દુઃખ છે તાહરી કાયને. કહે મુખે સત્ય વચન. ૮ જે વસ્તુ જાણ્યામા નહીં તેનો ચખાડયો સ્વાદ, તું કહે તે કરીએ અમે મનમાં આણી ઉલ્લાસ ૧૦ ત્યારે પહાડ મુખે ઓચર્યો, એને છે મોટું દુઃખ તે નો કામ થવાનું નથી, એવું બોલે છે મુખ. ૧૧ ગુલબંકાવળી જોવા તણી ઇચ્છા છે એને મન, તે કારણ વનમાં ભમે તું સાંભળ મિત્ર વચન ૧૨ મહારે શરણે એ આવીઓ કરાવ્યા અમ્રત આહાર. નિરાશ થઇ

જાશે સહી, તે ધિક આપણો અવતાર. ૧૩ માટે તેડયો તુજને કઇ પેરે થયા એ, કામ મનોરથ પહોંચે એહનો તો થાય આપણું નામ.

ચોપાઇ—એવાં વચન પહાડનાં સુણી. તેના મિત્રે વાણી ભણી; એ વાતની ચિંતા નહીં. એનું કામ થવાનું સહી. મોકલું મહારી ભગીનીની પાસ, તે પુરાવે એની આશ; ઘણી ફોજ છે સર્વથી રાક્ષી વિદ્યાનો પારજ નથી. પ્રથમ ચોકી તેની સહી. તે નિશ્ચે કામ કરવાની તહીં. એમ વિચાર્યું મન મોઝાર એક કાગળ લખ્યો તત્કાળ. ઘણી વિનતી તેમાં લખી તેડયો એક રાક્ષસ મુખી જે ફરમાઓ તે હું કરૂ. કહો આજ્ઞા તે મસ્તક ધરૂ તે રાક્ષસ બોલ્યો તે ઠાર. મહારી બહેન અબોલા સાર તેની પાસે જવાનો સહી આ માણસને સાથે લઇ, પ્રથમ જઇને આશિષ કરો પછી એના ખોળામાં ધરો, તાહરા ભ્રાતતણો એ પ્રાણ, નિશ્ચે માનજે સાચી વાણ જીવ થકી કરજે જતન. જાણે પેટ તણો મુજ તન જતન કરી એને રાખજે. એની આખા પુરી પાડજે મુખજુઆની એવી કહી વળી કાગળ કર આપ્યો લઇ પુરુષની પેરે જાગજે તું નહી તો મારી નાંખીશ હું પ્રતિઉત્તર પાછો લાવજે. ચાર ઘડીમાં પાછા આવજે. વધતી વાર લાગશે આ ઠાર મારી નાંખીશ આણી વાર તે સેવક નામ્યું શીશ. ઉડયો તે વેગા તે દીશ એક હાથ પર બેસાડયા જાણ બીજે કર ઢાંકી નીરવાણ ગગન મારગે ચાલ્યા વહી. ચાર ઘડીમાં પહોંચ્યા સહી, અબોલા બેઠી હતી મુકામ ઘણી શોભા છે તેણે ઠામ, દીઠો અનુચર હરખી નાર તેને જોઇ ને કર્યો જુહાર મુખ જુઆની સઘળી કહી. ખોળા મધે મુકયો લ-ઇ જોઇ મુખને હરખ્યા મન ધનવનરે આજનો દન જાણે પ્રગ-ટયો દીનકર સુર એવું તે માનવનું નુર અબોલા બોલી તે ઠામ.

મારા ભાઇને કહેજો પ્રણામ તમે મોકલ્યો તે માહરો નીશ્ચે કરી ભાઈ તું મનમાં જાણુ તે અનુચર ત્યાં પળ્યો. આવી તે રાક્ષસને મળ્યો આવી હકીકત સરવે કહી; તે રાક્ષસ હરખ્યો તહીં.

દોહરો—અબોલાએ મન વિચારિયું માનવ આવ્યો મુજ પાસ માહરા ભાઇએ મોકલ્યો. તેની કરવી બરદાસ. ૧ એ પુત્ર છે કોઇ રાજા તણો આવી ચડયો હવે ત્યાંય એ બત્રાસ લક્ષણો નામ. તેની સાથે પરણાવું અમો તો થાય માહરૂં કામ. એવું મન વીચારી કરી. બોલાવી લાવી મેમુંદા નાર; તેડાવીને કહ્યું સહી તુને પરણાવું ભરથાર. ત્યારે મેમુંદાએ વાણી કહી; હું ખુશી થઇ અપાર તમો એને કયાંથી લાવીયા; સાચું કહો આ ઠાર.

ચોપાઇ—શીકાર રમવા ગઇતી બહાર. ત્યાંથી લાવી રાજ કુમાર. અચરજ તે તો થઇને રહી; પછી તેણે વાણી કહી માતાજી પરણાવો મને, એતો સાચું કહું છું તને; માતાએ પરણાવી તે સાથ પછી રાજા સાથે કીધી વાત. એકાંત જગા પોતાની સહી; તેના ભરથારને તેડી ગઈ; પછે કર જોડીને બોલ્યા નાર; તમે વીગત વાત કહો ભરથાર, રાજકુંવર પછે બોલ્યો તહીં મારી વીગત કહું સુણજો તમો, હું છું રાજા કેરો પુત્ર બાળપણમાં મેહેલ્યું ઘર સુત્ર ગુલબંદાવલી જોવાનું મન; તે કારણ નીકળ્યો હું વન પ્રશ્ન કેરો કહાડયો પાર, ફરતો ફરતો આવ્યો આ ઠાર; એક રાક્ષસ શું મીત્રાઇ થઇ તેણે મોકલી દીધો અહીં; અબોલા હરખી મન સાથ તેણે મહેલ આપ્યો એક સાર તુને પરણાવી આપી કરગરી, મુખ થકી વાણી ઓચરી સુખ ભોગવે નરને નાર; વૈભવ ભોગવે અપરંપાર જોઉ ફુલ તો ભાગે ભુખ; ત્યાર પછી ભોગવું સુખ. પરમેશ્વરે મેળવ્યો જોગ; પણ નવ પહોંચ્યા મનના કોડ; બંકાવલી

ફુલ જોવુ એકવાર તો તો સફલ મારો અવતાર, નહીતો હું રહે-
વાનો નથી, સાચી વાત તો કહું છું કથી, એવાં તે નરનાં સુણી
વચન. પ્રસન્ન થયું વિનંતાનું મન. એ વાતના ચીંતા નથી, ગુ-
લબંકાંવલી દેખાડીશ સર્વથી, એ અબોલા માતા જાણુ. કહાડે
છે તે તુજ પર પ્રાણુ. મારૂં વચન મીથ્યા ન૧ કરે, મેર કહું તો
નીશ્ચે મરે, જીવ એકને જુજવી દેહ, મારા ઉપર રાખે છે નેહ
બળ તેણો કાંઇ પારજ નથી, તેથી કામ થશે સર્વથી ભેદ પ્રપંચ
કરશે તેં હાર, માટે જોઇએ ચાલો ભરથાર, એવાં વીનતાનાં સુણી
વંચન, રાજકુંવર હરખ્યો છે મન, નર નારી આવી ત્યાંય, અબોલા
ને લાગ્યાં પાય દીઠા નરનારીના મુખ ઘણી રાક્ષસી પામી સુખ
ખોળામાં બેસાડી નરનાર, મુખ થકી બોલ્યા તે હાર. પુછે નરના-
રીને દુઃખ બન્નોના ઉતરી ગયા મુખ ખાવા પીવાની હું નથી,
કેમ દુઃખ ધરો સર્વથી એવાં વચન સુણી તે ભામ. કુંવરી લાગી
માતાને પાય.

દોહરો—માજી સુણો મુજ વીનંતી. મારા સ્વામીને દુઃખ
નીસાસા નાખે ઘણા. નથી ભોગવતા સુખ ૧ ખાવું નહી પીવું નહી
હાસ્યવીનોદ કે વાત. સંસારનું સરવ તજી ઝુર દિવસને રાત ૨ ગા-
હરે કાજ તમે લાવીયા સ્વામી ચતુરસુજાણુ. અંશા ત્યારે બોલ્યા
વાણ. ગુલબંકાવલી જોઉ નહી. તો જાયે મારા પ્રાણુ ૪ અબોલા
આંપ્યા રૂદે. હાથ ફેરવ્યો શીષ. ચીંતા ન કરે દીકરા. કરીશ તુજને
બક્ષીસ. ૫ બાગ દેખાડોશ એહનો. એમ બોલી તે મુખ, ચિંતા ત-
જજે દીકરા કરીશ તુજને સુખ ૬ ત્યાં ફરતી ચોકી રાક્ષસની ગગને
પરી અતુલ્ય આંખમા ધૂળ નાખી સર્વને દેખાડીશ એનું ફુલ. ૭
સત્ય વચન છે માહરૂં મારે કામ. ફુલ દેખાડવું નજરે કરી તો અબો-
લા મારૂં નામ. ૮

ચોપાઇ—એમ કહીને મનાવ્યું મન, નરનારીનું હરખ્યું વદન ખાન પાન કરાવોને જઈ તેડું ત્યારે આવજો આ ત્યાંહી મુકામે નરને નાર, અબોલાએ મન કર્યો વિચાર. એ નર નારીને થાશે સુખ દેખાડું ફુલ તે જાએ દુઃખ વીચાર એમ કર્યો તે ઠાર. તેડયા રાક્ષસ એક હઝાર આવી કરીને નમાવ્યું શીશ. જે કહો તે કરીએ આ દીશ. અબોલા કહે એ કામ ઉંદરનાં રૂપ ધરો આ ઠામ સળંગ મુકો આણે ઠાર. જાય ગુલબંકાવળી મહેલ મોઝાર, ચોકી વાળા કોઇ જાણે નહી. એ રીતે કામ કરશે સહી. રાક્ષસે વચન ચડાવ્યું શીશ. એમ કહી ચાલ્યા તે દીશ. ઉદર કેરાં રૂપજ ધર્યાં. સળંગ પાડવાને પરવર્યા. રાક્ષસ વીઘા તેને શી વાર. ક્ષણુ માત્રમાં પાડયા પહાડ. તે વાડીમાં પાડયું દવાર પાછા ફરી આવ્યા ને દવાર અબોલાએ કર્યો જુહાર. સિદ્ધ કામ કરયું તે વાર એવાં વચન રાક્ષસના સુણી ખુશાલી વાધી મનમાં ઘણી. જાઓ જંગલમાં ફરતાફરો ભક્ષભોજન મન ગમતા કરો, એમ કહીને આપી રજા સહુ સહુના મુકામે જાય. રાજકુંવરને તેડાવ્યો જાણુ મુખ થકી તે બોલ્યા વાક્ય ગુલબંકાવળી દેખાડું આજ કરૂ હું તારા મનના કાજ. આ સળંગ માંથી જાઓ અહીં દુરથા જોઇને આવો અહીં કરશો શોરતો થાશે ઘાત નટકી માનજો સાચીવાત. કદાપી કોઇને દ્રષ્ટ તોતો ઘણું ભોગવશે કષ્ટ, મેં જીવ ગયાનું કર્યું છે કામ. ચેતાવું છું આણે ઠામ. એમ કહી તેડાવ્યા દાશ. તતક્ષણુ આવી ઉભા પાસ. આ માણુસને લઇ કરી દેખાડો વાડી નજરે ભરી. સળંગમાંથી નવ કહાડશો બહાર ઉભા રહેજો જ્યાં ઘરનું દવાર. જો વાંકો થશે એનો વાળ તો આણુશે તમારા કાળા જતન કરી દેખાડો જઈ પાછા તેડી લાવજો અહીં,

એમ કહી વળાવ્યો રાય. લઇ ચાલ્યો સગંગની માંય. જે ઠેકાણું. પાડેલું દ્વાર. ચાર ઘડીમાં આવ્યાં તે ઠાર.

દોહરો—દ્વારને મુખ આવી કરી. બોલ્યો અનુચર વત ગુલ. બંકાવળીને ! બાગજ સહી. જુઓને તમે ભાત ન્યાળીને જોયું તહીં જાણે ઉદેકાર ઉદ્યોત ઇંદ્રપુરી કોણ માત્ર તેવું દેખાવ ઝાકમઝોત ૨ રાક્ષસ સાથે બોલીયો જાવાદે મુજને બહાર જોવું ચર્ચા બહાર જઇ. પાછા આવશું આ ઠાર નહી તો આપું તુજને પ્રાણ વાલા મારા જોયા વીના હવે રહું. સાચી માન તું વાણ. ૪ જેમ દીપકમાં પડે પતંગીએ. તેમ પડવા માંડયું બહાર. રાક્ષસે ઝાલી કરી. લીધો સગંગ મોઝાર ૫ અરે મુરખ તું માનવી એ શું કરે છે કામ. જીવ જશે એક પલકમાં, ખોઇશ મ્હારૂં નામ ૬ જક્ષ કે વળી રાક્ષસી. કોઇ દેખશે તારી કાય, ભક્ષ કરી જાશે તુને તેનો શો ઉપાય ૭ અમોલાએ મુજને સોંપીયો. હું શું કરૂં આ ઠાર બુદ્ધિ ભ્રષ્ટ તું કેમ થયો મનમાં કર વીચાર ૮ એવાં વચન તેનાં સુણી બોલ્યો તે મુખે વચન નવ જવાદે મુજને તો પાડીશ મારૂં તન ૯ જીભ ખેંચી કહાડીને મરૂં કે મરીશ પેટ કટાર જોયા વિના જવાનો નથી મ્હારે મરવું એકજ વાર ૧૦ રાક્ષસે મન વિચારીયું. આવી પડી મુજ શીષ જે બનશે તેતો ખરી આપી રજા તે દીશ. ૧૧ તુજ કારણ મરશું અમો શું મુખ દેખાડીશું ત્યાંય લખી હશે તે થાશે જે જે મુખ કીસ્મતમાંય. ૧૧

ચોપાઇ—એમ કહી આપી રજાય. પેઠો કુંવર તે બાગની માંય જીવ ગયેથી એ નવડરે. મન ચીનવ્યું તે નીશ્ચે કરે સુવરણ તણી છે પૃથ્વી તહીં, જરા રજને કચરો નહિ પુષ્પ ઝાડતો અપરંમપાર, કવી કહે શું કરૂં વિસ્તાર. દેવતાઇ ઝડને ફુલ શોભા ચિંતામણી સમ તુલ્ય ઘણાં વૃક્ષ ને શોભામાન. સરોવર સરખો શોભા જાણ.

કોઇ રૂપા સરખી સહી તેની શોભાનો પારજ નહીં. કોઇ વૃક્ષે હીરા સરીખાં ફુલ. ઘણું તેજ ઝળકે અમુલ્ય. કોઈ ઝાડ ઉપર મોતીની ઝુલ. શોભા ચિંતામણી સમતુલ્ય, કોઇ ઝાડ, લીલમનાં સહી, તેના સામુ તો જોવાય નહીં કોઈ ઝાડ જાણે હીંગની જાત ફળ જાણે ઉદેકાળ ઉદ્યોત ઝાડ શોભે સહુ સાર. ફળ જાણે રતન ઝળઝાટ,મેવાનો પારજ નથો. એ દેવતાને દુર્લભ સર્વથી પુષ્પ સુપક તેનો નહીં પાર. જોતો થાકયો રાજકુમાર, જોતો જોતો ચાલ્યો જાય, આનંદ તેને અંગ ન માય. દીઠો દરવાજો તે ઠાર, સોનાના થંભ રૂપાના દ્વાર રત્ન જડીત–તણાં છે કામ ઘણી શોભાદીઠી તે ઠામ. બારી ઉઘડી દીઠી નહી, તે મધ્યે તે ચાલ્યો વહી કીધું પરમેશ્વરનુ થશે, જોઉ આગળ બીજું શું હશે એમ વીચારી મુકયો પગ, વહી આગળ ચાલ્યો જોઇ લાગ દીઠો ત્યાં એક સુંદર, મહેલ. તે આગળ સ્વ-ર્ગ પુરી મહેલ; અમરપુરી શીવપુરી કેનો ઠાઠ, વૈકુંઠપુરીની સુંદર વાત, દેવતાઇ કામ વિશ્વકર્માએ કીધ, ઘણી રચના દીઠી વિધ વિધ જાણે કો ઉગ્યા ભાણ એવો મેહેલ તે જે નીરવાણ, ગુલબંકાવળી હોજમાં સાર, ફુવારા છુટે સતર ધાર, તેની સાથે સુંદર તલાવ પાળ તેની રતન જડાવ તે મધે એક સુંદર ફુલ, શોભા ચિંતામણી સમતુલ્ય લાખ પાંખડી ખીલી રહી, તેની શોભાનો પારજ નહીં બંકાવળી વળી તેનુ નામ, કુંવરે નિશ્ચય કીધો આમ એ સિવાય બીજી નથી, સિદ્ધ કરવુ સર્વથી, વસ્ત્ર ઉતાર્યા તેના વાર. પડયો જળમાં નવ લાગી વાર. તોડયું ફુલ તે જતન કરી. આવ્યો બહાર તે જળમાં તરી વસ્ત્ર પોતે પરી ઘનજ કાધી પુષ્પ કેડમાં બાંધી દીધ. પછી તેણે મન કર્યો વિચાર, હવે મહેલ જોવું તે ઠાર, એવું પોતે વિચાર્યું મન, કામ મારૂં થયું તે ધન્ય, મારા

પિતાજી દેખતા થશે. ચડયું કલંક તે ઉતરી જશે, પ્રભુ રાખ્યો તે મારો ધર્મ મન થયું માહારૂં પ્રસન્ન; ધન્ય રાક્ષસ ધન્ન અબોલા નાર, માહારૂં કામ ઉતાર્યું પાર.

દોહરો—જોઉ ચર્ચા મઉ મેહેલની એમ વિચાર્યું મન; નીરભય થઇને પરવાર્યો કુંવર તે જોવન, ૧ ચાલ્યો મહેલમાં ચતુર નર, મહા શોભા અપરંપાર; દેરકામ ઝગમી રહ્યા; તેનો કહું વિસ્તાર, ૨ બારણા બારસાખ બારીઓ, બારીઓ, જાળી અટારી માળ; મોવરણ સ્થંભ ઝળકી રહ્યા ચીત્ર વીચીત્ર વિશાળ ૩ કામ છે, આરસપહાણનું જાણે જળાહળ જ્યોત; દીવસ રાત જણાય નહિ ઉદકાર ઉદ્યોત, ૪ કવી કહે શું વરણવું, મેહેલ સુંદર તે ઠામ; ત્રણ લોકમાં શોભા નથી કેટલો કરૂં વિસ્તાર ૫ પુર્વ જન્મ સાચો કરી, રાજકુંવર ત્યાં જાય; લંબી વાત મટે નહીં, ભાગ્યે લખ્યું તે થાય. ૬ જોતો જોતો સઘળે ફરી, નથી ડરતો મનમાંય જુવે છે રચના અતી ઘણી; નીરખે છે, રાજન, પશુ પંખી માનવી, નથી નરને નાર આવી રચના કોને કરી, એમ કરે વિચાર એમ વિચારી ચાલીયો, ચાલ્યો સાતમે માળ ત્યાં રચના છે અતી ઘણી, તરેહ તરેહના ખ્યાલ; પુષ્પ નાના પ્રકારના સુગંધનો નહિ પાર હીંડોળો હીરે જડયો, ત્યાં સુતી એક નાર ૧૦ જાણે શશી ઝળકી રહ્યો, રંભા કુળ અવતાર; જાણે ચમકે વિજળી આવ્યો માસ અશાડ ૧૧ નેજ ઘણું તે નારનું વાગ્યું મોહનું બાણ; આંખે તમર આવીયા, જોતો નીરખ્યો બાણ, ૧૨ મુરછા ખાઇ જારની પડયો, જાણે સુનો સેજ; વિનતા કંઇ નથી જાણતી ભર નિદ્રામાં છેજ

ચોપાઇ—હીંમત રાખો ઉભો સહી, વિનતાની શોભા થી કહુ તહી છુટી વેણુ કુછપર લપટાય તે જાણે મણીધરની સોભાય દેખી તેહ થયો મન ભંગ, તેથી અદકો અંબરનો રંગ, ઝાંખી પડે

તારા જોત, તેથી દંત ઝળકે ઉદ્યોત. અંગ તણી ભ્રકુટી ભાળ મુખ કમળની શોભા વિશાળ. કુચ સ્થળની ઉપમા આણી, જાણે સોભા નારંગી તણી, કદળી લજ્યા પામીને રહી, તેની જગા નાજુક છે સહી. ગુલાબ જોઇને લાગ્યો દાવ. જોઇ તેની પગની ચાલ આભુષણ તણો નહી પાર જોતાં તૃપ્ત થયો રાજકુમાર નખ શીખથી નીરખી છે નાર. નીસાસા મુક્યા તેણીવાર, ક્યાંથી પહોંચે મનના કોડ. ત્રણ લોકમાં નહિ જોડ તે ક્યાંથી ભાગ્ય હવે મારૂં ફળે; એવી નાર કેમ મુજને મળે; કદાચને જાગી ઉઠશે કરે તો ક્રોધ જીવજ જસે, હું આવ્યો તે શું જાણસે નાર, માટે નિશાની મુક આ ઠાર એમ વિચારી ગયો તેની ભણી વીંટી કહાડી સ્ત્રી તણી પોતાની કેરી ઘાલી સહી, તેની શોભા ન જાયે કહી છબી તેમાં પોતાની સાર, જેવું રૂપ તેવો આકાર, વીંટી તેમાં પોતાનું રૂપ છબી તેમાં પોતા કેરી ચલ્યો ભુપ; આવ્યો જયાં ગુફા મુકામ રાક્ષસે મનમાં કર્યા વિચાર કેમ આવડી લાગી વાર, એટલે આવ્યો રાજકુમાર, રાક્ષસ હરખ્યો તેણે ઠાર, દીઠો માનવી હરખ્યું મન, ઉચકીને ચાલ્યો તે વન. અબોલા આગળ મુકયો જઇ ઘણી મુશાલી મનમાં થઇ, હસી મુખે બોલી વાણ સુણો માનવી ચતુર સુજાણ, ગુલબંકાવળીનો જોયો બાગ, એવાં વચન બોલી તે જાગ. માતાજી તમારી કીરપા સાથ, આશા પુરી પડી મુજ માત. હરખ્યું અબોલા કેરૂં મન તેડાવ્યા રાક્ષસ તેને દન. જાઓ સળંગ પુરો આ ઠામ નહિ તો જાસે આપણું નામ બગાબર બોમીને કરો, પુછે સુખે ફરતા ફરો; રાક્ષસ વિદ્યા તેને થી વાર પૃથ્વી સઉ મેળવી તે ઠાર, કરો મોજ તમે નરને નાર વૈભવ ભોગવો અપરપાર તે ત્રીયે રાચ્યું સુખ ગયું તે વીનતાનું દુઃખ.

દોહરો—મનના મનોરથ પુરા થયા, ખુશાલી વધી અપાર; પછે નરને નાર સુખે મળીયા કીધો વાત વિચાર. ૧ ધણી સુત્રડ તે સુંદરી, રૂપે રતિ સરખી કાય, તેની શોભા ચોગણી, રૂપે સુંદર-રાય. ૨ જુગતે જોડું નરનારનું, કરી વિનોદને રંગ, વૈભવ ભોગવે ઈંદના, આણું બેઉને અંગ. ૩ પ્રાતઃકાળે ઉઠી કરી, જાય અબોલા પાસ, દેખીને રીઝે ઘણું, પામે મન ઉલ્લાસ. ખોળામાં બેસાડે ડાબા જમણી નર નાર; જોઇ મુખ નરનારનું હરખે અપરમપાર ૫ જે જોઇએ તે હાજર કરે. કશી વાતે નહી દુઃખ ખાય પીયે રંગે રમે. સદા ખુશાલી મુખ. ૬ એક સમે તે બોલીયો વનિતા પ્રત્યે વચન; માતા પીતાને મળીને જઈ જો માને તાહરૂં મન. ૭ તારા સાજનને હું મળ્યો, તું પુરણુ મળે પરીવાર રાજપાટ જઇને કરીએ. ત્યારે સફળ થાય અવતાર ૮ રાજપાટ ભોગવ્યા તણી ઇચ્છા છે મનમાંય, વિજોગ ટળે વહાલા તણો એમ મુખથી બાલ્યા રાય, ૯ મુવે છુટવાના નથી કરમે કીધી હાણુ, મનના મનો-રથ કયાં પહોચશે કાળ ગ્રહની ખાણુ, ૧૦ એવાં વચન શ્રવણે સુણી, મેમુદા બોલી વચન, ચીંતા મનની પરહરો. શીદ ધરો દુઃખ મન ૧૧ ખુશી થયો તે રાજવી, કીધો ભોગવિલાસ રજની વીતી રંગમાં થયો પ્રાતઃકાળ ૧૨ સ્નાન દાન ભોજન કરી સજ્યા સોળ શણગાર, નરનારી બેઉ આવીયા અબોલા બેઠી જે ઠાર. ૧૩

ચોપાઇ—ઠીક નર નારીની દેહ, અબોલાને લાગ્યો નેહ. ખોળામાં બેસાડી જોડ દીઠું મુખ ને પામી કોડ ધણી કાન્તી છે રૂપ વિશાળ, આવીયું રાક્ષણીને વહાલ, સજ્યા વસ્ત્ર શણગાર સોળ ચંદ્રવદની મુખ રાતા તંબોળ. જાણે ઇંદ્રઇંદ્રાણી રૂપ, ગગનથી અવતરીયો ભુપ, તેવી શોભા તે નરની થઈ જાણી રાક્ષસણી મનમાં મોહી. માગો માગો નરને નાર જે માગો તે આપું આ

ઠાર, વચન તમારૂં મીથ્યા નવ કરૂં જે માગો તે હાજર કરૂં, ચંદ્ર સુરજને માગો તમો, તો તે આણી આપું અમો. ઘણું મને આવ્યું છે વહાલ માગો તે આપું તત્કાલ. તે વારે મેમુદા બોલી વચન હસી કરીને તે દન. માતા માગતાં આવ્યા નરનાર, વચન આપો તો માગુ આ ઠાર, સત્ય વચન આપો કર ધરી. જે માગે તે આપું દીકરી રખે શરમાતા નરને નાર, ઇચ્છા હોય તે માગો ઠાર એવાં વચન અબોલાનાં સુણી, મેમુદાએ ઉચરી વાણી, અમો નરનારી કેરી જોડ, માત પીતા મળવાનો કોડ, કુટુંબ પરીવારના જોઇએ મુખ તો તો થાય માતાજી સુખ; તુજ સ્વામી ઝુરે રાતને દન માત પીતા મલવાનું મન માટે રજા જો આપો માય તો તો કુટુંબ મેળાપો થાય, એવાં વચન બોલી તે વાણ; ત્યારે અબોલાએ શીર મેલ્યો હાથ, મુજને વચને બાંધી કરી, એ શું વાણી મુખે ઓચરી, કેમ બાળીશ મારૂં મન. કાઇ પેરે જશે મારા દન, તારો વાંક નથી લગાર તારા સ્વામીએ શીખવ્યું આ ઠાર મેં તો એને સોંપી તુને, એણે દીધો છે મુને વચન મારૂં મીથ્યા નવ કરૂં, તારે વીજોગે નિશ્ચે મરૂં. એમ કહી રાક્ષસા રહી. ત્યારે કન્યા બોલી તહી, માતાજી હું તો તારી બાળ, બાલપણાથી રાખો વહાલ, વસ્ત્ર આભુષણને પાન, સોળે વરસની હું નીધાન સુંદર સ્વામી પરણુવ્યા મને, સઘળો ઓરીઓ વીત્યો તુંને, સફળ જનમારો થાય, જો વસ્તીમાં જઇએ માય.

દોહરો—એવાં વચન કુંવરીના સુણી હરખી અબોલા મન જાઓ નરને નારી તમો, મળો કુટુંબ સાજન ૧ વસ્ત્ર આભુષણ આપીયાં, શણગાર આપ્યા બહુ ત્યાંહ, જુએ મુખ નરનારીનું, ઘણી રાજી મનમાંહ. એકેક વાળ પછી આપીઓ, પોતાના શરીરનો જેહ કહાપી દુઃખ તમ પામશો, હું જાણીશ મારી દેહ. ૩ અગના

ઉપર તમો બાળજો, કદી પડે કોઇ દુઃખ તે વેગા જાણુ મુજને થશે, અમો આવીને કરશું સુખ, અઢાર હજાર રાક્ષસ લઈ કરી આવી પહોંચીશ હું ત્યાંય; તારા દુશ્મન પરાજય કરીશ. નીશ્ચે રાખ. મનમાંય. ૫ એમ કહીને વળી તેડીયા, બે રાક્ષસ તેની વાર આવીને ઉભા રહ્યા. કર્યા દંડવત જુહાર; આ નરનારીને લઈ કરી ઉડો ગગન મોઝાર; એ કહે ત્યાં મુકો, જઇ પાછા આવજો ઠાર. ૬ કદાપી એ દુઃખ પામશે વાંકો થાશે વાળ; તો તો મારી નાખસું આણી બેઉનો કાળ. પત્ર લખાવી લાવજો, એમનો હાથનો અહીં; એમ કહીને વીદાય કર્યા રાક્ષસને સહુ તહીં ૧૦ રાક્ષસ વાટે વીનવે બાઇ કીયું તમારૂં ગામ ત્યાંજ જઇ ઉતારીએ, એમ બોલ્યા કરી પ્રણામ, ૧૧ રાજકુંવર ત્યારે બોલીયો ફરદ શહેર મોઝાર ત્યાં જઇ મુકો મને તો પહોંચીયા પલકમાં જ્યાં લખી છે ત્યાંય ૧૪ તે શહેર શમીપે જઈ રહયો. દીઠા મહેલ અવાસ, કીયો મહેલ છે તમ તણો; ઓળખો આણી ઉલ્લાસ ૧૫ નવ ટુંકા મહેલ છે અમ તણા; ઓળખ્યા તેણે ઠામ, રાજકુંવર દેખાડીઆ ઉતર્યા તરતજ ઠાર. ૧૫ નર નારીને મુકીયાં, મેલીયાં મહેલની માંય; રાક્ષસ બેઠા બારણે, નવ ઓળખે તેને ત્યાંય.

ચોપાઇ—બેઉ ગયા મહેલની માંય, લાખી ગુણકા બેઠી ત્યાંય દીઠું રાજકુંવરનું મુખ, ગયું દોહલું તેહનું દુઃખ જાણે આંધ પામે લોચન તેવી ખુશાલી વાધી મન દંડવત કરી નામ્યું શીશ સફળ જન્મ થયો આ દીશ મોતીના પાળે વધાવી કરી ઓવારણાં લીધાં સુંદરી, પછે સજ્યા સોળે શણગાર આવીને બેઠી ત્યાં નાર. વીગતે વાર એ પણ છે રાજાની કુમાર લાખી તે વારે રાણી મન રીજ કન્યા બોલી વચન; આપણ બન્ને સહીયર થયાં દુઃખ

પેહલાં સઘળાં ગયાં, ખાશુ પીશુ ને રહેશું પાસ પ્રભુએ પુરી મનની આશ. મળી બેઠાં રહી બેઉ પાસ; રાજકુંવર ગયો જયાં દસ કાગળ લખીને આપ્યો તહી, દેશ હમારે પોંચ્યા સહી કશી વાતે દુઃખ પામો નહી, એમ લખી આપવું સર્વથી માગી શીખને નીકળ્યા સહી, અબોલાને જઇ મળ્યા તહી, મુખ જુબાની સઘળી કહી, કાગળ કરમાં આપ્યો લઇ એ વાત તો અહીંથી રહી રાજકુંવર શું કરે છે તહીં હાસ્યવિનોદને કરે વીલાસ; ડાબા જમણી જન્મો પાસ સાત દીવસ રહી તે ઠાર, લીખીશું બોલ્યા તે વાર સિરકસ્તાન જશું સર્વથી, અહીંઆં રહયાની કાંઇ શોભા નથી, મુજ પિતાનું કરવું કામ, દેખે આખે તો થાય મુજ કામ, માટે તૈયારી કરવી કાહી પાણી પીવાએ રહેવું નહિ. લાખીએ વચન ચડાવ્યું શીશ કહી તે વેળા તે દિશ; માલ ખજાનો ધન ભંડાર ચડાવ્યું સર્વ વહાણુ મોઝાર સિરકસ્તાન જાવા તેયાર સામાન સરવે કહા-ડો બહાર, રાજકુંવરી બેઉએ સાર, વહાણમાં બેશી જાઓ તે ઠાર, હું પગવડે આવીશે તહી, એવી વાણી વિનતાને કહી એ ર્થ; વાત કરે તે દીશ દરવાન થઇને નાગ્યું શીશ લાચાર રાજાનાં બાળ તે કહે છે હમારા શા હાલ. જે ફરમાવો તે કીજીએ. જીવત દાન અમને દીજીએ. એવી વાણી લાખીએ સુણી મુખ થકી તેણે વાણી સુણી સમાચાર રાજાને કહું ત્યાર પછી તમને જાવા દઉં.

દોહરો—એવાં વચન લાખીનાં સુણી ગઇ રાજાની પાસ; કરજોડી કરી વાનંતી; ફરી વાણી પ્રકાશ ! ભાઈ તમારા છે કેદમાં તેને કહાડોને બહાર; તમને જેમ મનમાં ગમે તેમ કરો આ ઠાર. એવા વચન વીન્તાનાં સુણી, તેડયા સભાની માંહી ચાર જણા આવી કરી, કરજોડીને ઉભા ત્યાંય. ૩ પુન્ય તણા પ્રતાપથી ભાઇ શ્રીઇ જીત્યા જણ. પર ઉપકાર તેમો કરો, ઉગારો અમારા પ્રાણ ૪

તમ વિના મુકાવનાર કોઇ નથી, નવ ટળેહ મારૂં દુઃખ એમ કહીને કરગર્યા, કરોની હમને સુખ, તમો લાખિને જીતીયા, માટે કરો પરમાર્થ કામ. કાળાગ્રહથી છોડાવીયા, રાખી હમારી હામ કર જોડીને કરગરે. બંધવથી મુકાવો ભારત, ગુણ તારા ભુલું નહી લઇએ લાખેણી વાત. એમ કહીને રૂદન કરે, ત્યારે દયા આવી મન, મન ચકી તો બોલીયા ત્યારે હશી કરી રાજન. ૮ તમો ચ.રે હારીઆ, ગુલામ તો થયા આ ઠામ હવે કેઇ પેરે છુટશો, પોતે મનની હામ, ૯ નામ ગુમાવતો નહિં, તળે લોની. છાપ પગે નિશાની લોહ તણી તો મુકીએ જીવતા આપ ૧૦ ચારે જણ કરે વિનતી, અમો રાજાના છીએ તન; કુળ ખાંપણ લાગી ઘણી, આપ વિચારો મન, ત્યારે રાજા બોલીયો, બે જંઘા ઉપર ડહામ, તે વાત કોઇ નવ જાણશે મુકી દેઉં આ ઠામ. નિશાની કીધા વિના, કોઇ નવ મુકે ગુલામ કબુલ કરો મુજ વાતને, તો મુકી દેઉં આ ત્યારે ચારે જણ વિચારીયું, કોઈ નવ જાણે પેર, ગુલામ ડાઘ દેવડાવીએ, જઇએ આપણે ઘેર એમ વિચારી મન વિષે, કબુલ વાત તે કીધી. મેહોર એક કીધા સહી લેખ લખીએ સાચ; જંઘા ઉપર મારીઓ, ચીસ પાડી ત્યાં બહુ થઈ પછી વેદના ત્યાંય. આસના વાસના કરી.

ચોપાઇ—ત્યાર પછી રજા, તેને આનંદ માને મન માંય ભાઇ જણો આપીયો શણુગાર દીધાં આભુષણ વસ્ત્ર અપાર લાખ રૂપીઆ આપ્યા સંહી. વીદાય કર્યા ચારને તહીં વનિતા માલ વળાવ્યો જાણુ સિરકસ્તાન ભણી નીરવાણુ પોતે જોગી લીધું રૂપ પુષ્પ લઇને ચાલ્યો ભુપ ચાર જણા તે વાટે જાય તેની ચર્ચા જોતો ત્યાં. લાખ તો રૂપીયા પાસે રોક, સમીયા તેના મનના શોક એકેક સો રાખ્યા અશ્વાર, સજ થયા તે રાજકુમાર

પછવાડે ફકીરજ ફરે તેની વાત કંઇ નવ કળે. મુકામે બેઠા પાણી પાસ કરે વાત આણી હુલાસ ફકીર ત્યાં આવ્યો સહી ચારે કરી સલામ નહીં; આવો બેસો તમો આ ઠામ કયાંથી આવ્યા કિયે જાશો મુકામ સાચી વાત તે અમને કહો ફકીર બોલ્યો તે ચીતમાં લહો રેહવું અમારે વન મોઝાર, આજની રાત રહેવું આ ઠાર કંદ મુળનો આહારજ થાય; જાઇશું જંગલ વહાણુમાંય; તમો ક્યાંથી આવ્યા ને કયાં જશો કોણ જાતને કયાં તમો વસો. રાજવંશીના સરખી કાય શું ધારી નીકળી મનમાંય,ચારજણા વિચારજ કરે ફકીર પ્રમાણે વાણી ઓચરે, પોતાની હકીકતની કહી વાત ફકીર સમજયો; મનમહીં મળ્યા વાતમાં ચોરો તે પ્રત્યે તેણે વાણો કહી અમને તે ફુલ મળ્યું નહી પાછા ફરી ઘર જાશું વહી.

દોહરો—જુઠી વાત કરો તમો કરો નાથ વખાણ નીજ મુખથી જે નર કરે, તે મુરખનો સરદાર મુલક મુલક ફર્યા તમો તમ વીના ચતુર નવ કોય સાચુ જો જાણીયે તે ફુલ દેખાડો સોયલબાડ વાત બોલો તમે મનમાં હંકાર.એ બોલવું તે મુરખનું ચતુર કરો વિચાર બંકાવળીનું પુષ્પ મુજ કને કેમ આવે તમ હાથ, એમ કહીને દેખાડીયું અચરજ પામ્યું. સઉ સાથ.૪ એમ કરીને કહાડીયું જુવે છે સઘળા લોક સાચુ કેમ માને એ; સાચુ જુઠુ ફોક ૫ એમ કહીને તેડીઓ એક અંધ જતો તે વાર આ નરને કરો દેખતો તો સાચી માનીએ વાત.૬ આંખડી. માંહે અંજન કર્યું પાંખડી પુષ્પની એક ફાટી પડળી ઉડી ગયું; ને રહયો તેનો ટેક, ઘણાં વરસની ખોડ હતી તે સારાં થયાં લોચન. ફકીરને ચરણે નમ્યો હરખ ધરીને મન;૮ જીવીતદાન જાણે આપીયું ટાળી હમારી ખોડ એમ કહીને કરી વીનતી તમે છે બેઉ કરજોડ ૯ અચરત પામ્યા ચારે જણા નિશ્ચે એતો વાત મારી કરીને

લીજીએ આમવા કરીએ બાત. ૧૦ એમ કહીને ઉઠીયાં થઈ નગન વરવાર એ ફુલ અમને દીજીએ નહી તો મારૂં આ ઠામ.

ચોપાઇ—એમ કહીને ઉઠયા જોધ અંતઃકરણમાં આંણી ક્રોધ, ખુશી થઇને અમને આલ. નહી તો આવ્યો તારો કાળ. આપો તો જાવા દઇશું નહી તો મારીને લઇશું, ત્યારે પસ્તાયો પોતે ને દીલ, વગર સમજ્યું કર્યું એ ઇલ, બધી ચતુરાઇ મારી ગઇ પોતે ફુલ દેખાડયું લઇ, માટે લખી વાત મટવાની નથી હજુ દુઃખ કેટલું સરવથી મુજ પીતા કેરૂં તો દુઃખ જશે. દેખાસે આંખને ને સુખીયો થશે, અરે પ્રભુ દુઃખમાં નાંખીયો. જય મહિમા તેને વાધીઓ એમ ધર્મ તરવાનો સહી ન આપુતો મારે અહી એમ વીચાર્યું મન મોઝાર આપ્યું ફુલ ન લાગી વાર શા સારૂ મારો છો તમો લ્યોને ફુલ આપું છું અપો ગુલબંકાવળી તણી છે બાગ લાખો ફુલ છે તેની માંય, તમારે મન અમુલખ સર્વથી મારે મન કોડીનું નથી. એમ કરીને આપ્યું હાથ. ચાર જણા રાખવા મન સાથ મુકી ફકીરને ત્યાંથી વળ્યા પોતાના દેશ શમીપે પળ્યા કુચ મુકામે ચાલ્યા જાય. આવ્યા સીરકસ્તાનની માંહ્ય, નગર મધ્યે વધાણુણી ગઇ કુંવર રાયના આવ્યા અહીં. જલદરાજા હરખ્યો તહીં તેના આનંદનો પારજ નહી ઉઠયા તે વેળા તે દન પુત્રનું મુખ જોવા થયો પ્રસન્ન જે વેળા જોઇશું પુત્રનું મુખ તે વેળા ટળે મારૂ દુખ એમ વીચારી મન મોઝારે. અસવારી કીધી તઇયાર, ગામને બહારે જઇ સભા કરી અઢારે વરણ આવીને અડી અમુલખ વસ્તુ લાવીયા તે જોવાને સહુ આવીયા ઘણી ખુશાલી અપરંપાર ચાર કુંવર તે આવ્યા ઠાર. દંડવત કરી લાગ્યા પાય રાજાએ ચાંપ્યો રૂદીયા માંહ્ય પુછે હકીકત રાજા તહી સંક્ષેપ વિસ્તારી કહી મહા દુખથી આવ્યા છીએ અમો શું વસ્તારી

કહીએ તમો એમ. કહી ચુક્યું તે ધડીસકેને મન તો અચરજ પડી વખાણુ કરે તે વારંવર. ધન ધન તમારો અવતાર. તમ વીના કોણુ કરે કામ, બત્રીશ લક્ષણા તમારૂ નામ ત્યારે ચારે કુંવર બોલ્યા તહી અમો ગયા તો લાવ્યા સહી, બીજો કોઇ લેવાને જાત તો નીસ્ચે પામત ઉત્પાત.

દોહરો—એમ વખાણુ સહુના સુણી ચારે હરખ્યા મન, તે ફુલમાંથી કહડી પાંખડી મેહેલે તણે દન. ગો અજન કીધું આંખમાં પોતાના પીતાય, નેત્ર પડદો ફાટી ગયો થયો દેખતો રાય, ૨ અંધ તે લોચન પામીયો, તેથી બીજું શું દુખ, દાન્ય પુણ્ય દીધાં ઘણાં બીક્ષુકની ભાંગી ભુખ. ૩ કંચન મેહ વર્ષાવતો, પાછો વળ્યો પુરમાંય ચારે પુત્ર મુખ આંગણે, શોભા કહો નવ જાય. ૪ કોઇ વધાવે મોતીડે કોઇ પુષ્પેરે ત્રિશાળ, ઘેર ઘેરથી લે વારણું નાના મોટા નરનાર ૫ છત્રીસવાજાં વાગી રહયા બોલે બંન્દીજન ભાટ, જાચક જશ બોલે ઘણું, નહી કોઇને ઉચાટ, ૬ વાજતે ગાજતે આવિયા પોતાતણો મુકામ ખુશાલી વાધી સરવને, મુખથી બોલ્યો તે ઠામ, ૭ ફરી લોચન મુજને આપીયાં પરમેશ્વરે બીજી વાર, તે પ્રતાપ મારા પુત્રનો સફળ કર્યાેા અવતાર. ૮ નેત્ર સમાન બીજું નહી ઘણી ખુશી મુજમન, હવે ખાઓ પીઓ ખુશી કરો નગર મધ્યે સહુ. ૯ એક વર્ષ લગી રહી. કોઇ નવ કરે વણજ વેપાર, ખાનપાનને રંગરાગ, કરે દરે સહુ, નરને નાર. ૧૦ ધન્ય ભંડાર ભરાવીયા. ગરીબ લોકને ઘેર, ઢોલ મ્રદંગ વાગે ઘણા, આનંદની શી પેર. તા કમલમુખ દુખી થયો તે કયો મોઝાર, હવે જાગી ગુલબંકાવલીને તેનો કહું વિસ્તાર.

ચોપાઇ—એ વાત તો અહિંથી રહી પછી બંકાવળીની શી ગત થઇ તે પહેરી વસ્ત્ર નિકળી બહાર, આવી હોજ ભર્યો વે ઠાર મુખ

પખાળ્યું હેતજ કરી વેણુ છુટી જે સુંદરી, નજર પોતાની હાથ ઉપર ગઇ વીટી પોતાના કરમાં નહી, મુદ્રિકા કોઇ નરની સહી, અચરત વિનતા મનમાં થઇ. આ તે કારણ શું કિરતાર, કોણ પુરૂષ આવ્યો આ ઠાર એકલી ચોરી વીટાળી કરી, કો નર આવ્યો હિમત ધરી; એમ વીચાર કરે મનમાંય, ગઇ નજર તળાવ છે ત્યાંય, તેમાં જુવે તો પુષ્પજ નહી, ચારે દીશાએ જુવે મહીં, અચરજ સરખું થયુ આ કામ, કોણે કર્યું તસ્કરનું કામ. તે નરે પીધું અમૃતનું પાન. નજર નાંખી ગયો તે ઠામ. દેવ દાનવથી નવ અવાય, ઘણું વિસામણ મનમાં થાય. ધન ધન તેની માતાની કુંખ તે જન જોઇ ગયો મુજ મુખ. નગ્ન જોઇ તેણે જોઇ મારી કાય. મેં નીશ્ચે કર્યું છે આંય. પુષ્પ પરિમળ તેણે સંગ લીધ, ગયો કામ પોતાનું કરી સીધ નખથા તે માથે નીહાળી ગયો, હવે શો ઉમેદ તે નરને રહયો નીદ્રામ! મેં જાણ્યું નહીં, ગયો વીંટી બદલીને કહી. અધર નીહાળી ગયો મુજ મુખ. કુચ ઊપર મુકયો હશે હાથ નિહાળી હશે મારી જાત. વ્રત ભંગ કુંવારીનું કર્યું, હવે બીજો ચિતે કેમ ધરૂં. માટે તે નર . સાચે વરૂં, નહી મળે તો નિશ્ચે મરૂં, નર મુજ પ્રાણજીવત આપ; અવર પુરૂષ ભાઇ ને બાપ. માનવની બુદ્ધિ આ ઠાર. તે વિના બીજો કોણ અવતાર. એમ વીચારીયું પોતે મન, એક સહીઆ પરી તેડી ,તે દન સરવે આવી ઉભી તે જાણે. વિચાર કરીને વાજી.: તમે શું ચાકરી કરી મારી, પુષ્પ અહીંથી કોઇ ગયો હરી; તે નરને લાવો નીરધાર, નહીતર મારી નાંખીશ ઠાર. અઢાર હજાર રાક્ષસ અધીપતી, તે સાથે બોલી વિનતી; તમે શું રક્ષા કરી આ ઠામ, ખોઈ નાંખ્યું મુંજ પીતાનું નામ. બાગનું પુલ લઇ ગયો સહી, પિતાને શું જવાબ દેશો તહીં; માટે શોધી કાઢો તતકાળ, લઇ જનારના જોઇ હવાલ એક

સહસ્ત્ર પરી શું બોલી વાણુ, શોધી લાવો નહીં તો ખોશો પ્રાણુ; એ રીતે ધમકાવ્યા સહુ, સહુને રીશ ચઢે છે બહુ.

દોહરો—રાક્ષસ સઘળા કોપીયા, કોણે કર્યું એ કામ; અપકીર્તી થઇ જગતમાં બોળાયું આપનું નામ, ૧ ખોળ કરવી અતી ઘણી મોકલ્યા રાક્ષસ દશવીશ. પકડી લાવો ચોરને, તેનું છેદીયે શીશ. ૧ હજાર રાક્ષસ દોડીયા. કોઈ ગંગાને પડતી જાણ; પહાડ પરવત જંગલ સહી, શોધી વળ્યા નીરવાણ. ઘણા મુલક શોધી વળ્યા. ૩ પણ નવ લાગી ભાળ, નીરાસ થઇ સહુ આવીયા. દેખાતા વીકરાળ. ૪ નામ નીશાન જણ્યું નહીં તે કેમ આવે હાથ, તિરાશ થઇ બેઠા સહી. રાક્ષસ કેરી સાથ. ૫ ઠામ ઠેકાણું તેનું મળે તો શોધી કહાડીએ આમ; મારી મહેલમાં લાવીએ. પાછું ફુલ આ ઠામ ૬ એમ કહીને નોકલ્યા. કોણ પુરૂષ એ સોય. સહુનું મુખ ઉડી ગયું. કારણ નવ મળે કોય. ૭ સહસ્ત્ર પરી શોધી વળી. મુલક મુલક અપાર; થાકીને આવી સહુ. બંકાવળીને દ્વાર. ૮ કરજોડી કરા વીનતી જોયા પહાડને વન; વરતી જોઇ બીજી ઘણી. શું કહું મુખે વચન. ૯ ગુલબંકાવળીએ વિચારીયું. મારે કરવું એ કામ, ભેદ પ્રપંચ કર્યા વીના. કેમ પહોચે એ હામ. ૧૦

ચોપાઇ—માનવ લોક જોઉ સર્વથી. તેની બુધીનો પારજ નથી. માટે જાઊ ત્યાંના લોક, તેથી સજસે મનનો શોક ઊડી મન વીચારી. ચારે દીશામાં પરવગ, ઉતરી દીશાનો જોયો દેશ. બદલી કરી પોતાનો વેશ, જોતી જોતી તે પાછી ગઇ. તોએ ભાળ તો લાગી નહીં અનેક વેશ પોતાના કરી, નગરી બધી જોતી ફરી. પશ્ચિમ દેશ નાહાળે સરવ, નીરાશ થઇ મન મુકયો ગરવ. ત્યાં થકી નવ જડી ભાળ, પછી દક્ષીણ દીશા ઉતરી તત્કાળ. અનેક રૂપે

પ્રકાશ જોયા દેસ આણી ઉલ્લાસ; બાગ બગીચા મહેલ આવાસ કોઇ સ્થાનક પહોંચી આશ, વાયુ રૂપ તેને શી વાર લીધો દક્ષીણ દેશનો પાર નીરાશ થઇ ત્યાંથી પરવરી પુરવ ભણી તે તો સંચરી બુદ્ધી પોતાની કરે પ્રકાશ, જોવાને લાગી ચોપાર. ઘણા દેશ જોયા સરવથી તોએ બાળ કાંઇ જડતી નથી. ત્યારે મનમાં થઇ નીરાશ અરે દઇવ નથી પોંચતી આશ,એમ કહી ચાલે જેટલે. શીરફરતાન આવી તેટલે જોવાને લાગી તે ગામ, ઘણી શોભા છે ઠામે ઠામ. ઘેર ઘેર વાગે ઢોલ મૃદંગ રાગ અલાપે નવલા રંગ, ખાન પાન થાય અપરંપાર, જોતાં અચરજ પામી નાર; ઘણાં મુલક જોયા સરવથી પણ આવી ખુશાલી કંઇ નથી.

દોહરો—તે નગરમાં સંચરી, ધરી મરદની કાય; પુછવા લાગી લોકને શો હરખ છે પુર માંય ૧ ઘેર ઘેર રંગી મચી રહી હરખે સઉના મન, વસ્ત્ર આભુષણ સરવે સજ્યા; શું છે દીવાળીના દન ૨ એવા વચન શ્રવણે સુણી બોલ્યા તે પુરના લોક;નિત્ય દીવાળી આ દેશમાં નથી કોઇને મન શોક ૩ અમારાં રાજાનાં નેત્ર ગયાં નથી તેનો ઉપાય. હકીમ એક બોલ્યો અહીં ભરી સભાની માંય.૪ ગુલબંકાવળી પુષ્પ મળે સહી, અંજન કરે જો રાય. સો વરસનો અંધ હોય, તરત દેખતો થાય. ૫ એવા વચન તેના સુણી ખોળ કરાવી અપાર કાંઇ ભાળ લાગી નહી દીલગીર થયો તે માંય,એના પુત્ર છે ચારે પરાક્રમી તેણે કરી સલામ, જંગલ જંગલ તે ભમ્યાં, લાવ્યા પુલ આ ઠામ, અંજન કીધુ આંખમાં, થયો દેખતો રાય; ખાંપણ ટળીયું આંખનું આનંદ અંગન માંય ૮ પૃથ્વીપતી ઘણું રીઝીયો બોલ્યો મુખે બોલ એ વરસ લાગી સહુ મેદની. ખાવા પીવા કરી કલોલ, ૯ ખજાના આપ્યા છે ગરથના, જેને જોઇએ તે ખાઓ નીત્ય દીવાળી શરણને

આનંદ અંગ ન માયં એવાં વચન તેનાં સુણી હરખી બંકાવળી મન ધન્ય ધન્ય ભાગ્ય માહરૂં ધન્ય આજનો દીન. ૧૧ સફળ જન્મ મહારો થયો મળી નીશાની આ ગામ, કુલતણો એ તરકર સહી મુજને મળીઓ આ ઠામ ૧૨ પ્રસન્ન થઇ મનમાં વિશે, ગઇ સર્‌ુ-રની બહાર, આગળ જળ છે નદી તણું ઉતરીયા તેણે ઠાર ૧૩ જળક્રીડા રીનતાએ કરી શુદ્ધ કર્યું શરીર, અદ્‌ભુત રૂપ કર્યું નર તણું જાણે કાઇ બાવન વીર ૧૪ દેવતાઇ વસ્ત્ર અંગે ધર્યાં સજ્યા શણુગાર મ-રાડી પાઘ મસ્તક ધરી મુખે રાતા તંબોળ,૧૫ રૂપ પ્રકાસ્યું પોતાતણું નરકણી કરી કાય કોઇ દ્રસ્ટે જઇ નવ શકે, ઝળકારે આંખ મીચાય. ૧૬ કેડે કટારી વાંકડી. સોભે ધનુષ્ય બાણ, શોભાની આવી પુર વિશે ચતુરા ચતુર, સુજાણ ૧૭

ચોપાઈ જોઈ તેને હરખ્યા સહુ લોક જે દેખે તેના સમીયા શોક, ઘણી શું કોમળ તેની કાય, સ્વરૂપે ચંદ્ર સુરજ ઝંખવાય એવું કારમું કીધું રૂપ, જે દેખે તે હરખે ભુપ નર નામે મુકયા અંકાર એ કોઇ દેવાલી અવતાર સ્ત્રી દેખી કામતુર થાય ધન ધન એ નરની કાય, શોભા તણું એ છે સુખ, એવુ રળીઆમણું શોભે મુખ મન ચળે તેની પાછળ નરનારી પળે તે ખબર રાજ સભામાં ગઇ. તખતપર તે બેઠા લહી, અરજ બંગીએ કરી સલામ, માંડી વાત કહી તે ઠામ કોઇ પુરૂષ આવ્યો નગરી માંય. તેની શોભા કહી નવ જાય જાણે ઈંદ્રાસનનો ભુપ ધરી આવ્યો માનવનું રૂપ તેની શોભા કહેવાની નથી સમાન કોઇ પૃથ્વીમાં નથી, ઘેલાં કીધાં સહુ નરને નાર, જોવા મળી સુહુ ઠારો ઠાર. એવાં બંગીના સુણી વચન જલદરાયનું હરખ્યું મન. તે પુરૂષને લાવો અહીં. એવી મુખથી વાણી કહી, ઘણું સ્વરૂપ છે રૂડી કાય જોઇએ તેને

લાવો આંઇ વજીર મોકલ્યો તેને ઠાર માન દઇ લાવો આ વાર ઉઠયો વજીર નમીને શીશ આવ્યા બજાર ભણી તે દેશ, કરી સલામ ને જોડયા હાથ પછી વાત કરી તે સાથ ધન્ય ભાગ્ય ધરતીનું રહી, તમ સરખો નર આવ્યો અહીં પ્રસન્ન થયું છે બધું ગામ ભલે પધાર્યા આણે ઠામ રાજસભામાં ચાલો સહી રાજા મળવા ઇચ્છે તહીં મુજને મોકલ્યો તેડવા કાજ સભામાં જ્યાં છે મહારાજ, દીન વચન વજીરનાં સુણી બંકાવળી વાણી ભણી, શાને દીલગીર થાઓ છો તમો; ચાલો સભામાં આવું અમો એમ કહી તે ચાલ્યા ત્યાંય વજીર તણો ઝાલીને બાંહ્ય; રાજસભામાં ઉભા થઇ જેમાં ખુશાલી સઉને થઇ રાજાએ દીધું સમાન મુખવાસ આપ્યાં બીડાં પાન;કોણ દેશ નીકળ્યા શા કામ કોણ જાત ને શું છે નામ, ત્યારે બંકાવળી બોલી તે ઠામ. મધુરપ શહેર અમારૂં ગામ; સોદાગર કેરો હું તન પુષ્પસેન મુજ નામ રતન ઉમેદવાર ચાકરની સહી. દાણો પાણી ત્યાં રહેવું જાય; સુણી વાતને હરખ્યો રાય, મારી પાસે રહો ભાઇ આંય.

દોહરો—જલદરાય એમ બોલીઓ, ભાઇ રહો અમારે ઘેર મનને ગમતો મહીનો લ્યો. મોજ કરો બહુ પેર, ૧ મારી પાસે બેસી રહો, નવ કરવું હવે કામ; ખાઓ પીઓ સુખ ભોગવો આવો આંય મુકામ, ૨ એવાં વચન સુણી રાયનાં, બંકાવળી રીઝી મન; રાજસભામાં નિત્ય રહું કબુલ કર્યું વચન ૩ ભાળ મળી મને ગામમાં મળશે મારો ચોર, હીંમત રાખીને રહું પુરુષ થઇ આ ઠાર ૪ નીશા પડી તેણે સમે, બેઠા સભામાં રાય, ચાર પુત્ર પેલા આવીયા, પીવાને કસુંબાય; ચુંબન લઇ ચાંપ્યા હૃદે, બેસાડયા નીજ પાસ. આનંદ અતીશે વાપીયો, પાપી મન ઉલ્લાસ, ૬ ત્યારે બંકાવળી

ઓચરી. શું છે તેમનું નામ; કોણ પુરૂષ એ કોણ નર કેમ આવ્યા ઠામ ૭ ત્યારે સભા સહુ ઓચરી, એ રાજાજીના તન; ગુલબંકાવળી ફુલ લાવીઆ, કર્યાં દીન લોચન, ૮ એવા વચન સર્વેનાં સુણી જોયાં નરનાં મુખ, પરીક્ષા કરી તે નર તણી. પામી મનમાં દુઃખ ૯ મુરખના સરદાર એ બુદ્ધિહીણુ અપાર; મુખ જોતાં કીંમત કરી, ક્ષણું માત્ર મોઝાર. ૧૦ એ નર તણો સો આશરો, વે નર બાવન વીર; ધન્ય છે તેની માતને જેણે જોયું મુજ શરીર. ૧૧ તે નર તણા એ ચોર છે. દગો તે સાથ કીધ; ફુલ લીધું તે પાસથી. જશ જગતમાં લીધ. ૧૨ ભાળ તેની મળશે અહીં એમ વિચાર્યું મન; પ્રભુજી આશા પુરશે, સમર્થ જગજીવન. ૧૩

ચોપાઇ—એ વાત તો અહીંથી રહી તાજલમુખની શી ગત થઇ; ફુલ ન રહ્યું પોતાની પાસ, છેક થઇ બેઠો નિરાસ મહેનત મ્હારી મિથ્યા ગઇ કીર્તી જગતમાં તેની થઈ, લાખી આવશે લેઇને વહાણુ, મુજ વિના તે તજશે પ્રાણુ, બંને સ્ત્રીની હત્યા થશે, કેઇ પેરે તે છુટશે; એમ મનમાં કર્યો વીચાર, બોલ્યો ત્યાંથી રાજકુમાર, જે રસ્તે ભાઇ ગયા હતા વહી, તે પગે ચાલ્યો સહી થોડા દીવસમાં ગયો તે ઠાર; શીરકસ્તાન છે પોતાનું ગામ; જોજન એક રહ્યું છે તેહ ચતુર નરે વિચાર્યું એહ, જો કદાપિ નગરમાં જાઉ તો તો તરણાથી હલકો થાઉં મારી વત કોઇ માનશે નહી. મુજને મારી નાખશે સહી, પીતાતણે મન હું તો કાળ નામ સુણતામાં મારા બેહાલ મારૂં મ્હો જોવાને, નથી, માટે ત્યાં જવાનો નથી કદી; માટે ત્યાં જાઉં તો ફોક એવો મનમાં ઉપજ્યો શોક. નથી સુજતો એને એક વીચાર બેઠો જંગલમાં ગુણુ ભંડાર; એક

તરફ નદીનું નીર એક તરફ ઝાડી ગંભીર બેઠો કર કપાળે દઇ. અબોલા સાંભળી આવી તહીં; તેહની કૃપાથી પામ્યો પુત્ર, વળી વાળ આપ્યો છે અમુલ કદાપિ સંકટ પડે શરીર, બાળજો ધુપ અગ્નિપર વાર. તરત આવીને કરવાની સહાય. વચન આપ્યું મુજ ફરમાય; તેને તે હું સમરૂં આજ, તે વિના નથી સુરતાનું કાજ. એવું વીચાર્યું મન વન્હી પ્રગટ કર્યો તે દીન કહાડયો વાળ નવ લાગી વાર, અગનાપર મુકયો તત્કાળ. આંચ લાગી તેને જેટલે, અબોલાએ જાણ્યું તેટલે, થયું વીનતાને જોણુ મહારા પુત્ર પુત્રી દુખીયાં નિરચાણુ તેણે વાળ માહારો બાળ્યો સહી તેની સુગંધ આવી અહી, મહારે કરવું તેનું કામ ત્યારે હું બેસું ઠરી ઠામ અઢાર હજાર રાક્ષસ લીધા પોતે પંથ કર્યો સિધ્ધ સુસંધ વાળતી આવી તહિં તે દિક્ષા ભણી વિનતા ગઇ; વાયુરૂપ તેને શી વાર, આવી જયાં બેઠાં રાજકુમાર.

ટાહુરો—અઢાર હજાર સાથે ઉતરી, જયાં બેઠો રાજકુમાર પુત્ર કેમ સમરી મુને, શું છે દુઃખ આ ઠાર ૧ આ જંગલમાં એકલા તજી સજનનું સુખ; કેમ આવ્યા આ વન વિષે તે શું છે મનમાં દુઃખ. ૨ મેંમુકી મારી દીકરી, તે તન મન માહરૂં પ્રાણ; તેને મુકી વનમાં ભમો. સાચું બેલો સુજાણ. ૩ ત્યારે રાજકુંવર મુખ બોલીયો માતાજી સઘળું સુખ: વૈભવ નાના- પ્રકારના, પણ મોટું છે દુઃખ. મેં તમને ૪ સમર્યાં માવડી. સમજણ ન પડે મુજ સમરતા માત્રમાં આવીનાં ટાળવા મહારૂં દુઃખ ૫ હવે આશા પુરો માતડી તો તો ભોગવીશ સુખ; એવી દીન વચન તેનાં સુણી દયા આવી ગઇ મુખ. ૬ શું ઇચ્છા છે તાહરે. બોલની સત્ય વચન. માતાજી શું ઓચરૂ બોલતાં કંપે વદન ૬ એ દેવ

તાને દુર્લભ સહી. તે ક્યાંથી સરે કાજ; અબોલા મુખ ઓચરી. તનના મુકી લાજ ૭ જે કાંઇ ઇચ્છા મન વીશે તે લાવી આપીશ રાય; લાજ તજી મુ ી કહો. તો કામ તમારૂં થાય. ૮ ત્યારે રાજ-કુંવર મુખ બોલીઓ ચરણુ નાંખ્યું શીશ; ગુલબંકાવળી જેવો બાગ, કરવો છે આ દિશ ૧૦ તેવો મહેલને તેવાં ચિત્ર; તેવાં ઝાડને હોજ કરી આપો મુને માવડી વડી તો પહોંચે મનના કોડ- ૧૧ અબોલા ત્યાં વીરમે થઇ. એ થાય કેમ કામ: મેં બાગ જોયો નથી જોયા નથી મહેલ મુકામ, ૧૨ દીઠા વિના કેમ હું કરૂં મહેલ બેઠક ને બાગ; સઘળંગ પડવી તમને દાખવું તે કેમ થાય આ જાગ. ૧૪ દીઠો હોય મેં દ્રષ્ટિએ. તો કરતી તમારૂં કામ; વીશ્વકર્મા તેડાવીને રચાવત ઉત્તમ ઠામ. ૧૫ માતાજી તમ કૃપા થકી. જોઇ આવ્યો તે બાગ; કહો તો લખી દેખ ડાએ કાગળમાં સહુ વાત. ૧૬

ચોપાઇ—કાગળ તુરત ત્યાં લીધી સહી, ચીતરવાને બેઠો તહીં જે પ્રમાણે હતું તહીં. પટમાં ઉતારી દાખવ્યું સહિ, હોજ બાગ બગીચા સાર; સરવે માંડી કર્યો વિસ્તાર તે વારે અબોલા હરખી મન એ પ્રમાણે રચાવું તન, સેન સૌ જે પોતા તણી. તે સંગ.તે વાણી ભણી મહેલ રચાવો આણે ઠામ. દઇત્ર રચના દેવતાઇ કામ વિશકર્માને તેડીશું ઘેર, સામાન લઇ લઇ આવે પેર; હીરા ઝવેર મોતીને માળ લવે સ્થંભ માંહે પરવાળ; સોના રૂપાના ઢગલા કરો. તે દિશા ભણી પરવારો. આરસપાણુ લાવો આ ઠાર, જે જોઇએ તે અપરમપાર. એમ હુકમ રાક્ષસને મળ્યા. દેશ દેશાંતર સહુએ પળ્યા દેવ દેવરૂપ તેને શી વાર માગે તે લાવે આ ઠાર: સોનું રૂપું મોતીને માળ, હીરા ઝવેર ભણી

પળવાર, જુદા જુદા ઢગલા કરો, એવો બોલ અબોલાયે કર્યો વળી કહેતામાં દોડયો તે વાર, કરતાં કરતાં કામ ન લાગી વાર. કહ્યા પ્રમાણે કીધું કામ, સન્મુખ આવીને કરી સલામ ત્યારે અબોલા બોલી વાણુ, એક વચન કરો પ્રમાણુ, વિશકર્મા લાવે અહીં. એવી મુખથી વાણી કહી ત્યારે એક રાક્ષસ ઉઠયો તહીં વીશકર્માને લાવ્યો સહી, તે રાક્ષસ સાથે પંથે પળ્યા, જઈને અબોલાને મળ્યા, વીશકર્માએ કર્યા પ્રણામ શું ફરમાવો મુજને કામ, ત્યારે અબોલા બોલી વચન, આ રાજકુંવર છે મારો તન એ કહે તેવો રચાવો બાગ. સરોવર મહેલ આ કરો જાગ માણેક મોતી હીરાને લાલ ઢગલા સરવે દેખાડયા તે ઠાર, ઘટે તેમ લાવશું અમો, જડીત કામ કરોના તમો, એવાં વચન અબોલાનાં સુણી વિશ્વકર્માએ એ વાણી ભણી. મુજને નથી કાંઇ કરતાં વાર નિશાની કરો તે ઠાર દેવતાનું વરદાન મુજને સહી એક રાતમાં કરશું અહીં; તે માટે જે વસ્તુ કરવી હોય નવી નીશાની કરવો સોય તે પ્રમાણે થાશે કામ મીણાકારી સુંદર ધામ.

દોહરો—રાજકુંવર મુખ બોલીયા ગુલબંકાવળી બાગ તેવી રચના કરવી સહી હું તો જોઇ આવ્યો તે બાગ. ૧ નકશો ઉતારી આપીઓ હોજ બાગ અપાર જે જે વસ્તુ દીઠી તહીં. તેનો ચીત્રી ચોપાસ જ્યાં જેવી શોભા હતી. ત્યાં ભરીયો રંગ પટમાં સરવે ચીતર્યું આણી મન ઉમંગ. ૩ જગમગ જોત જગાવી રહી એવું કર્યું માહે કામ પટ સાંપ્યો પોતે કર વિષે વિશકર્મા જેનું નામ ૪ એ પ્રમાણે તે તો કરે મહેલ બાગ ને ઝાડ મનોરથ પહોંચ્યા મનતણા પોતે માન્યા પાડ ૫ દશ કોશ ફરતા સહી કોટ કરેલ ચોપાસુ કર વિષે હરખ્યો જોઇને [illegible] એથી સવાયું થશે સહુ

ધીરજ ધારો રાજન. ૭ એમ કહીને આપીયો; રાજાએ તે ઠામ, નિશાન પાડી તેને સમે, રચના માંડ્યું ધામ. ૮ દેવતાનું વરદાન છે તેને સાની વાર, ધારીને જોયું પટમાં, રચના માંડયો કામ. ૯ બાગ બગીચા ને વાડીઓ, બારી અટારી માળ. પુષ્પ ઝાડને વનસ્પતિ. પટ પ્રમાણે રચ્યો ખ્યાલ ૧૦ જે મુખથી બોલે સહી. તરત તેવું થાય ઇંદ્ર તણી રચના રચી એક રાતની માંય જળહળ જોત ઝળકી રહી, જાણે દીપકની જોમ, જાણે દીનકર ઉગીઓ એમ થઈ રહયો ઉદ્યોત. ૧૨ રજની વીતી તેને સમે થયું સંપુર્ણ કામ અબોલા પાસે ગયા કીધા દંડ પ્રણામ ૧૩ પટ પ્રમાણે સહુ કર્યું કુંજ ઝાડ ને ધામ, રજા આપો હવે મુજને તો જાઉં મહારે ગામ. ૧૫ અબોલા હરખી ઘણી આપી તેને રજાય. વીશ્વ-કર્મા ત્યાંથી ગયા પોતાના પુર માંય.

ચોપાઈ—જોઇ બાગને હરખ્યું મન રાજકુંવર તેડયો તે દન તારે કારણ રચાવ્યો બાગ વઇઅર તું માટે આ જાગ ઇંદ્રપુરી પૃથ્વી કરી જાણે સ્વર્ગપુરી આવી ઠરી તેથી શોભા અદકી હોય ઉપમા કહી શકે નવ કોય સાંભળ રાજકુંવર આ ઠાર તારા ભાગ્ય તણો નહી પાર મરત્યુલોકના માનવ સહી કશા લેખામાં ગણીએ નહી તે તારે આધીન થઇ રહી ફરમાવો તો કરીએ સહી. પુત્ર કરીને બોલી રહી તે વચન પાળું છું અહિં ઘણું વેર માનવ સાથે જાણ જોતા વાર ને લેઇએ પ્રાણ તેને આધીન થઇ રહી લખીત વાત તે મટે નહી એ સહુ પરમેશ્વરના ખ્યાલ સુખ ભોગવો મારા બાળ માતાજી પુત્ર તમારો સહી આશા મારી પુરણ થઈ એમ કહીને નામ્યું શિશ અબોલા પ્રસન્ન થઇ તે દીશ માથા ઉપર મુક્યો હાથ સુખ ભોગવો મેમુદા સાથ હિરા

આણેક ઝવેર અપાર; અર્ધો અર્ધ રહયા તે ઠાર સોના રૂપાનો પારજ નહી, તે સરવે બક્ષ્યું છે લઇ; ભર્યા અખંડ તેના ભંડાર ખાતાં ખુટે નહી લગાર, એબોલા ત્યાંથી પરવરો લસ્કર લઇને ઠામે ફરી રાજકુંવરને હરખ અપાર; ઘણી ચીંતા જોઇ તે ઠાર ગુલબંકાવળીથી બમણું કામ, તેવી રચના ઠામે ઠામ હવે ભાળ લાખાની જાય આજ કાલમાં આવશે વહાણુ; દરિયા કિનારે ગયો સામો તે રાજકુંમાર; નજીક ઝાડ આવ્યું જેટલે, લખીએ નીરખ્યો તેટલે સ્વામી મળવાને આવ્યા સહી ઘણી ખુશાલી મનમાં થઇ. મછવો મુક્યો તેણી વાર, તે ઉપર તે બેઠી ઠાર, રાજકુંવરની આવી પાસ, પહોચી મનડા કેરી આશ; ચાકર નોકર ને સઘળી દાસ ઉતર્યા સઘળા પોતાને આવાસ માલમતા ઉતારી લીધા; પછી વહાણુને વિદાય કીધા; મોજ કરે તે રાજકુંમાર જોઇ રચના ઘણું હરખી નાર.

દોહરો—બંને નારી આનંદમાં, સજ્યા સોળ શણગાર હાસ્ય વિનોદ કરે સહી; શોભાનો નહી પાર. ૧ દાસ દાસી ઘરમાં ઘણી ફરે છે બાગ મોઝાર; એક ચાકર ઘરમાંથી નીકળ્યો, ગયો જંગલ બહાર. ૨ અર્ધો કોશ ચાલી ગયો, દીઠા માણુસ વીશ, નજર પડયો તેહને કાષ્ટ ઘરમાં. ૩ રાજાનો ચાકર બોલીયો તમે કોઇ માણુસ સાર; કાષ્ટ કર્યાં જઇ વેચશો કોના નગર મોઝાર, ૪ ત્યારે સરવે બોલીયા, શીરકસ્તાન હમારો મુકામ પેટને અરથે નીકળ્યા વેચીશું તે દામ. ૫ તે વારે નર બોલીઓ ચાલો હમારે શહેર કાષ્ટ વેચાશે તમ તણું દામ મળે બહુ પેર ૬ તે વાર સહુ બોલીઆ આંહી તો નથી કોઇ ગામ એ રાત જંગલ તો સહી, નથી વસ્તીનું નામ ૭ તે નર કહે વસ્તી સહી, અર્ધો કોસ છે

આમ જુઠું શીદ બોલુ અમો, નથી મળવાના દામ. ૮ બમણા પૈસા લાગશે. તમો આવોને મુજ સાથ, એ વેચીને થાઓ વાણીઆ, લેજો પૈસા હાથ. ૯ સહુ જન સાથે મળી અવ્યા તેણે ઠામ. તેની શોભા કહેવાતી નથી શોભા નૌતમ તે ગામ. ૧૦ અચરત થયા સહુ મન વીષે, આતે શું કહેવાય હવે દીઠા માણુસ આવતા, ત્યારે મનનો સંદેશ જાય, ૧૦ એમ વાત કરતાં આવીઓ રાજાજી મુકામ હકીકત સર્વ કહી ધર્યા કાષ્ટ લઇ ધામ ૧૧ ગરીબ લોક અમે સહી આપો મનગમતા દામ; એવું કહીં સાના રહ્યા, હવે રાજા શું કરે કામ. ૧૨

ચોપાઇ—એવાં વચન શેવકના સુણી, થયો નગરનો ધણી સો સો મહોર આપી તેણીવાર ગરીબ જાણી કર્યો ઉપકાર. મુખ ચકી તેણે વાણી કહી; તેમને ગમે તો રહોને અહી; ખાઓ પીઓ કરો ઉર કાજ, જે જોઇએ તે લોને આજ એવાં સુણી રાજાનાં વચન, ખુશી થયા સૌકોના મન; છપૈયાં છોકરાં લાવીને રહ્યા કુંવર રાખી સૌ ઘર ગયા. કોઇની મનાઇ રાજની નહી. આવે તે વસે છે તહીં પગ મેલવાનો નથી કાંઇ કામ. એમ લોક મળ્યા તે ગામ શીરકસ્તાન તે ભાગ્યું સહી લોક ઉચાળા લાવ્યા નહિ કોટવાળ કરે નગરની રખવાળ, તેને કાને પડયો સવાલ વજીરને તેને જઇ કહ્યું મહા ઉત્પાત નગરમાં થયું રઇયત બધી ઉચળી ગઇ, અડધી નગરી ખાલી થઇ અમારૂં શહેર તજીને જાવ ત્યારે બોલ્યા પછી સુખ રાય, વજીરને આવી આશ, કેહેવા લાગ્યો બેસી પાસ બોલ્યા પછી મુખે સરવથી; એ વાત મનાતી નથી; બાર ગાઉ ઉપર ઝાડી અપાર, વાઘ વરૂ દીઠા તે ઠાર, ત્યાં વસાવ્યું ગામ. દેવ રાક્ષસ દૈવતાઇ કામ એતો અધરત સરખું અહીં, જાઓ

તમો એવાને રહી ત્યારે કોટવાળે વાણી કહી, નગર તમારૂં અંધેર છે સહી કશી ખબર તમો રાખતા નથી, શહેર ઉજડ થશે સર્વથી.

દોહરો—કોટવાળ કહે વજીરને, તે ઉપર કહું દ્રષ્ટાંત, પ્રભુ ગત:છે અવનવી ભાગો મનની ભ્રાંત ૧ ઉત્તર દીશાનો રાજવી, સતવાદી અપાર; એકાશી રાણી ઘર વિષે રૂપ તણો અંબાર. ૨ એક વનિતાનું ભરીયું; ભાગ્ય ઉદર ગર્ભ તેને વાધીયો, તે વનિતાને જોગ. ૪ પટરાણી તેને કરી, પામી ઘણું એક મન પુરે માસે પદમણી અવતર્યું સંતાન. ૫ પુત્રી તેને અવતરી હરખ્યો રાજા મન વાંજીયા બાર ઉઘડયું ધન્ય આજનો દન. રમાડે રાજા તેડી કર, આણે અદકુ હેત પ્રીતે અંતરમાં ધરી, તન, મન ધન સમેત, ઘણા દિવસ એમ વહી ગયા. ફરી ગર્ભવંતી થઇ નાર, તેને પણ પુત્રી અવતરી, રાજાને દરબાર. ૮ એમ કરતાં પુત્રા ૭ થઇ સાતમું ઓધાન છે નાર; રાજા મુખથી બોલીયો, ક્રોધ કરી તે ઠાર ૯ કદાપી પુત્રી આવશે; દઇશ ઝાઝા અપમાન ક્ષણ એકમાં મારૂં સહી તતક્ષણ કરીશ હાણ. પુત્ર આવશે જો કદી તો ન્યાય કરીશ એ નાર; તેને આધીન થઇને રહું. એમ બોલ્યા રાજા તે વાર. ૧૧ એમ કહીને પરવર્યા રાજસભામાં રાય. રાણી દુઃખ પરે ઘણું કહેતાં કહ્યું નવ જાય ૧૬ લખીત વાત થશે સહી. એ નથી કોઇને હાથ, પ્રભુને ગમતું થશે એમ વિચારીયું મન સાથ ૧૩ નવ માસ પુરા થયા, તો પણ આવી કન્યાય, પુત્રની બુમ પાડી સહી, દાઇના ચાંપ્યા પાય. ૧૪ જીવતદાન કારણે, જુઠું બોલી તે નાર, ત્યારપછી શું નીપજ્યું તે માંડી કહું વિસ્તાર. ૧૬ રાણી મનસુબો કરે, તેનો કહું વીરતાર, એમાંથી શું નીખજે તે કહું આણે ઠાર.

ચોપાઇ—રાણી દઇ મનસુબો કરે, પુત્ર તણી વાણી ઓચરે વધામણી મોકલી રાજાને પાસ આવી સભામાં દાસ રાણી-

જીએ જનમ્યો પુત્ર, રાજાજી વધ્યું ધર સુત્ર. એવાં દાસીનાં સુણી વચન, રાજાનું હરખ્યું મન વહેચ્યા ગોળ ધાણા પાન. જાચક જનને દીધાં માન, ધવળ મંગળ ગીત ગવાય આનંદ સહુને અંગ ન માય, રાણીએ જોશી તેડયા તે જાગ. કર જોડીને લાગ્યા પાય, ધર્મ તણા પીતા છો તમો, જીવતદાન બક્ષોને અમો, રાજાજીએ કહીતી વાત, આવશે પુત્રી તો કરશું ઘાત, સહું પરમેશ્વર કેરા ખ્યાલ, સાતમી પણ જનમી છે બાળ, મારી નાખે મુને સરવથી વચન પોતાનું લોપતા નથી. માટે જુડી બોલું છું વાત છે પુત્રી પુત્ર કહેવો સાક્ષાત એમ કરી બતાવી છે ઘાત. તમ આગળ કહી સાચી વાત. તમારે પાયે મુજ શીશ, કહું તે કરો આ દીશ, રાજ સભામાં જોશે ગુણવાન, રાજા પુછે કરી સન્માન, કરાવસે જન્મોત્રી તમ પાસ. જન્મોત્રા આણે પુછે ઉલ્લાસ કરજો વખાણ અપરંપાર. પછી વહેમ મુકજો એ ઠાર. બાર વરસ સુધી જોતું ના મુખ તો રાજાને થાશે સુખ હમણાં મુખ જોશો સહી તો ઘાત ચવાની અહીં બેમાં એકની થાશે ઘાત એટલી કહેજે નખથી વાત માટે જીવતદાન અમને દાર જોશી પ્રસન્ન થયો તે ઠાર ત્યાર પછી રાજસભામાં ગયો રાજા ઉઠીને ઉભા થયા પુજા કરીને લાગ્યા પાય; ભલે પધાર્યા સભાની માંય જન્મ અક્ષર કરોને અહીં એવી વાણી રાજાએ કહી સભા સહુ સાંભળો આ ઠાર પછી મરથી કર્યો વિચાર સકલગુણ સંપૂર્ણ થશે ચૌદ વિદ્યા જશ ઝાઝો હશે બત્રીસ લક્ષણો થાશે વીર ધનુષ્ય વિદ્યામાં થાશે ધીર દશ રાહુમાં જન્મ્યો બાળ. તેનું ફળ સુણો તાત કાલ રાહુનું ફળ એવું છે સહી બાર વરસ લગી મુંખ જોવું નહી કદાપી મુખ જોશો સહી તો વીઘ્ન થશે અહીં,

દોહરો—બાર વરસ જતાં જાસે ઉતરી દોષ પછી પુત્ર સુખ ભોગવો એવો જોશીએ જોયો જોષ ૧ સ્ત્રી હત્યા કરે પુત્રની કરસે ધાત રાજા વચન લોપ નહિ માટે એમ સમજવી વાત. ૨ વચન શીષ ચઢાવીયું રાજાએ આ ઠામ હરખ ઘણો થયો રાયને કરે મન ગમતો કામ. જે જોઇએ તે મોકલે ખાનં પાન શણગાર પુત્રી કેરા પુત્ર કરી રમાડે તે ઠાર આભુષણ પહેરાવે નરતણાં અને વળી પોશાક બાર વરસ તો વહી ગયા એમ કરતાં તે જાગ ૫ માગુ આવ્યું એક એક રાજ્યનું વિવાહ કર્યો તત્કાળ ખોડું આપીને મોકલ્યું પરણાવા તે બાળ ૬ રાજસભામાં પરવર્યો પહેરી વસ્ત્ર શણગાર જઇને પામીવા રાયજી રીજ્યા અપરંપાર ૭ ન્યાય ચુકવે ગણા તોલે ન્યાય અન્યાય વળી અશ્વ બેસીને પરવર્યો મૃગીયા રમવા જાય ૮ કોઇ પાર પામે નહિ નર નીશ્ચય સહુને મન, ને ચતુરાને ચીંતા ઘણી; ઝુરે રાત ને દિન. ૮ પહેલી વાત્ત થશે મારી, વળી આવશે પરણી નાર, હાંસી થાશે જગતમાં ધીક ધીક મુજ અવતાર. ૧૦ મુજ માતાએ વીપરીત કર્યું કુળમાં લગાડી લાજ, હવે મરવું પડશે માહરે, કોઇ પેરે સરશે કાજ, ૧૧ એકે વાત ન ઉકલે શી થશે માહારી પેર; પરણી પ્રેમદા આવશે, થોડા દીવસમાં ઘેર. ૧૨ મહીમા મારો સઉ જશે, પુરમાં થાશે વાત; વળી જોબન માહરૂં ખીલશે થાશે મહા ઉતપાત. ૧૩ માટે દેહ તજવી સમી. જીવું તો તો ફોક; કીરતી થાશે ચોદેશમાં વળી હસસે પુરના લોક. ૧૪ માટે દેહ પાડી મરૂં. જઇને વન મોઝાર; કોઇ ખબર કહાડે નહી, કોઇ ન જાણે વાત ૧૫

દોહરો—એમ વીચાર્યું મન મોઝાર. અડધી રાતે થયો તઇયાર, ઘોડા ઉપર બેસી કરી તજ્યો દેશ પોતે સુંદરી, ઘણા દીવસ પંથે ચાલે સહી, અઘોર વનમાં વીનતા ગઇ; રાક્ષસ એક મોહોટો ગંભીર

અશ્વ સહીત ગઇ તેને તીર. દીઠો અશ્વને હરખ્યો મન; આજ તો મળ્યું રૂજને ભોજન; એમ વીચાર કરે જેટલે રાજકુંવર આવ્યો તેટલે; દીઠા રાક્ષસ પડ્યો શરીર, વીનતા ઉભી તેને તીર, કયાંથી આવ્યા આણે ઠામ; નહી આવે માનવનું નામ આ અશ્વસુદ્ધાં તુને ખાઉં, પેટ ભરીને મારગ જાઉં; એવા વચન રાક્ષસના સુણી, વીન-તાએ વાણું ઓચરી વચન. બોલ્યા તે પાળો તમો, મરવા આવ્યો છુંજી અમો; માટે કરડી ખાઓ હાડ હું તો માનું તમારો પાડ એવા બોલ વીનતાએ કહયા રાક્ષસને મન આવી દયા; મરવા ઉપરે રાજી મન, શા દુઃખે મરો રાજન તે વીસ્તારીને કહો અહીં, ત્યાર પછી આવાનો સહી; કોઇને મરવું વહાલું નથી કેમ મરવા આવ્યો સરવથી; સાચી વાત જો નવ કહે મુને તો ઇશ્વરની આણ છે તુને; ત્યારે વીનતા બોલી તે ત્યાંય. કરજોડી ને લાગી પાય મારા દુખતણો નહી પાર સંક્ષેપે કહું વીસ્તાર; હું તો રાજાની છું દીકરી, મુજ માતાએ ચોરી કરી; પુત્ર તણું તેણે લીધું નામ, રાજા સભામાં હરખ્યો તે ઠામ પુરૂષનો વેષ રાખીને સહી, કોઇએ વાત તો જાણી નહી; એમ કરતાં વરસ થયાં તે બાર માગુ આવ્યું સભા મોજાર; ખાંડુ મોકલ્યું તેણીવાર, વરી ત્યાં સુંદર નાર. એ અધેર મુજ માતાએ કર્યું. તમ આગળ સાચુ ઓચર્યું, પરણી વીનતા આવશે ઘેર ત્યારે શી થાશે મારી પેર. પ્રફુલીત થશે મારી કાળ તે કેમ રાખી મુજથી જાય; મોટી એબ લાગી શીષ, માટે ધસી આવી આ દીશ, હાંશી થાસે અપરંપાર શું મુખ દેખાડું સંસાર, માટે મરવા આવી જાણુ ઇશ્વર આણ સાચી વાણુ. એવા વચન અબળાનાં સુણી દયા આવી તેને મન ઘણી; દઇને રૂપ તપશ્વરીનું કર્યું, અબળા સાથે એમ ઓચર્યું, એક વાત સાંભળજો તમો, સત્યવચન બોલુ છું અમો.

દોહરો—તપશ્વેરી પછે બોલીયો વીનતા સુણજે કાન બેસ- મારી પાસે સહી સાંભળ કહું તે વાણુ ૧ માહરા તપના જોરથી પુરૂશ પણું તુને દઉં; મોજ કરો જઇ માનવી જીવતદાન તો દેઉં ૨ શરત આપણે એટલી એક આવે મુજ તન પાછું આપો તે મુને પાળજો સત્ય વચન ૩ ઉપકાર હું તુજને કરૂં પરમારથનું પુણ્ય હું તપેશ્વરીનું તપ દઈ મારે કાંઇ નથી તેની તુલ્ય ૪ સીખા- મણ તુજને કહી તે રાખજો ચીત મોઝાર; વચન એ પાળજો તમો. તે સાંભળજો આ ઠાર ૫ તો એ અરસપરસ કરૂં. મારી વિદ્યાનો પ્રતાપ; કામ થયા પછી આવજો નહી તો દેઇશ શરાપ ૬ પ્રતિજ્ઞા કરો વાતમાં તો હું આપું જાણું; બીજું કોઇ જાણે નહી. એમ સીધ બોલ્યો વાણુ. ૭ ત્યારે રાજકન્યા ચરણે નમી. ઘણી પ્રતીજ્ઞા કીધ; ઘણા સમ મુખે ઓચરી, સત્ય તે વચન દીધા. ૮ સુરજ ચંદ્ર બે સાખીયા. સાક્ષી રાખી શ્રીરામ, એક પુત્ર થયા પછે પાછું આપું આ ઠામ. ૯ ત્યારે તપેશ્વરી રીઝીયો ધરયું પ્રભુનું ધ્યાન; આશા પુરૂં એ નારની હું કરૂં પરમાર્થ કામ ૧૦ મારા તપના જોરથી, સફળ થાજો એનો અરથ; તેનું આપણું મુજને આવજો, એ થાજો પુરૂષ તરત ૧૧ આશા પુરૂં એહની; જ્યાં સુધી થાય ફરજન, સત્ય સમર્પ્યું તે ઘડી, કર વીષે તે હીન. ૧૨ ઉગ્ર તપ ઘણાં કર્યાં તે પુણ્ય તણો પ્રતાપ; અરસપરસ ત્યાં થઇ ગયું અન્યો અન્ય એ આપ. ૧૩ નારી ફીટી નર થયો. ચરણે નામ્યું શીષ સીદ્ધ કામ કરી આવજો એમ સીધે દીધી આશીશ; ૧૪ ત્યાં થકી તે ચાલીઓ, પાછો ગયો પીતા આવાસ. પોતાની નારી તેડી સહી. કર્યો ભોગ વીલાસ. ૧૫ વરસ બાર એમ વહી ગયાં. થઇ ગર્ભવંતી તે નાર; પુત્ર તેને એક અવતર્યો સુંદર રાજ- કુમાર. ૧૬ પછી તે રાજાએ વીચારીયું પાળું મારૂં વચન, આશ

નારી પુરૂષ થઇ જાઉં સીધ ભુવન ૧૭ સત્ય વચન પાળુ સહી જાઉં સીધની પાસ; આપું પાછું એહને પ્રભુએ પુરી આશ. ૧૮

ચોપાઇ—હવે એ વાત અહીંથી રહી, સીધ પુરૂષે કીધું નહી, જપતપ સહુ તેનું ગયું. તેની પાસે કાંઇ નવ રહ્યું. બુદ્ધિ ભ્રષ્ટ તે વેળા થઇ. ઇશ્વર ઉપરથી આસ્તા ગઇ; રૂંવે રૂંવેથી વાપીયો કામ, વહે વ્યાકુળ થયો તે ઠામ, તે થકી નવ જાએ રહ્યું તપ ધ્યાન સહુ તેનું ગયું. મદોન્મત થઇ વનમાં ભમે કોઇ પુરૂષ મળ્યો તે સમે. તેની સાથે માંડયું ઘર સુત્ર. સ્વામી કરીને રાખ્યો ભૂપ; હાસ્ય વીનોદ કરે તે ઠાર. એમ ત્રણ વરસ ગયાં તે વાર. તે સીદ્ધ બાળક ત્રણ થયા. બે પુત્ર એક પુત્રી કહયાં ચોથી વળી ઉદર ગર્ભવાસ; એટલે કુંવર આવ્યો તે પાસ; જઈ કરીને લાગ્યો પાય દીન વચન બોલ્યો તે જાય; મહારાજ એક થયો બાળ પાછો આપવા લાગ્યો તતકાળ. સત્ય વચન મહારૂં મીથ્યા માટે આપવા આવ્યા આંય તમારૂં તમને મુબારક સહી, ઉપકાર કોઇનો ભુલીએ નહી. રાજકુમાર એમ બોલ્યો વાણુ સાંભળ રાજા ચતુરસુજાણુ કદાપિ કરીએ ઉપકાર પાછો નવ લઇએ લગાર. વગર વિચારીયું કયું છે કામ. માટે ફળ ભોગવું આ ઠામ મેં કરયું તેવું કરશો નહી. કરશો તો દુઃખ પામશો સહી; આ પરવશ થઇ છે મારી કાય મેં તો નર ભોગવ્યા છે આંય; ત્રણ બાળક રમે છે બહાર; ચોથું મુજ ગર્ભ મોજાર, પાછું લઇને હું શું કરૂં. ફાટયું પેટ તે ક્યાં જઇ ઠરૂં; માટે મેં તો આપ્યું તને તેં આપ્યું તે બક્ષ્યું મને. એમ કહીને આપી રજાય, રાજકુંવર ત્યાંથી પંથે પળાય. સજન સહોદર મળીઆ તહી. એ વાત કોઇએ જાણી નહી; અકળગતી પ્રભુની સહી, તેની માયાનો પારજ નહી, નાર હતી તે તો નર થઇ; નર હતો તે નારી થઇ; એ વાત તો પુરી થઇ, કોટવાળે વજીરને કહી

માટે શહેરની તપાસજ લેઈ જશે શહેર રાજાને કહે; તેથી માયા રચી આ ઠામ, મોટું શહેર ને ઉત્તમ ધામ, લોક સરવે રહયા ત્યાં જઇ એ વાતમાં સંદેહ નહી; તે રીતે શહેર તમારૂં જશે. માટે તમે રહેજો ચોકશે પરમેશ્વરે રચ્યો છે ખેલ, એ આગળ ઇંદ્રાસન સહેલ; ત્યારે વજીરનું રીઝયું મન કોટવાળ સાથે બોલ્યો વચન, તમે નજરે જોઇ આવો અહી, પછી પકડી ખબર કહાડોને સહી; પછે કરીએ રાજાને જાણ એવું વજીર બોલ્યો વાણ.

દોહરો—કોટવાળ ત્યાંથી ઉઠીયો, થયો ઘોડેસ્વાર; છડી અસ્વારીએ પરવર્યો, જોવાને તે ઠાર દીઠી રચના દુરથી જાણે સુરજના આવીસ; જાણે દીનકર ઉગીયો, એવી જોત પ્રકાશ ૨ જોતાં ભુખ ભાગી ગઈ, ધન ત્યાંહીના લોક; ધન નગરના અધીપતી સમર્યા સુધરયા શોક. ૩ લોકે જઇ કહ્યું રાયને કોટવાળ આવ્યો આ ઠામ, જે હુકમ હોય તે કીજીએ. વચન કરીએ પ્રમાણ ૪ બેસાડો રત્ન મહેલમાં આગ્ના કરો જઇ ત્યાંય; એવાં વચન રાજાનાં સુણી કોટવાળની ઝાલી બાંહય. ૫ રત્નમહેલમાં લઈ ગયા, મુખ આગળ મેલ્યા પાન, રક્ત મણી સુવર્ણમાં જડી, જાણે થોભ્યા કોટીએ ભાણ. કોટવાળથી કહેવાતું નથી, ચીતભ્રમ થયા તત્કાળ; જળહળ જોત રહી, થઇ રહ્યું ઝાકઝમાળ. ૭ ફુવારા છુટે અત્તર ગુલાબના બીજી શોભાનો નહી પાર, સુગંધી નાના પ્રકારની કહેતાં ન આવે પાર. ૮ રાજકુંવર ત્યાં આવીયા. જાણે ઈંદ્રપુરાનો રાય, કોટવાળ ઉઠો ચરણે નમ્યો કરજોડી બેઠ ત્યાંય ૯ કુંવર પ્રત્યે મુખ બોલીયો સીરકસ્તાન અમારૂં ગામ; ત્યાં સત્યવાદી રાજા વસે જશદંગે તેનું નામ ૧૦ તેને મોકલીયો મને કહેવાને એક વાત રીસ ન કરશો મુજ ઉપરે, તો માંડીને કહું ખ્યાત ૧૧ કહયા પ્રમાણે હું

૧૨ શું દેહાળ્યું છે રાયજી શા છે એમાં રીસ જે કહેવડાવ્યું તો તમે કહો કરતા હરતા જગદીશ.

ચોપાઇ—ત્યારે કોટવાળે જોડયા બે હાથ બોલ્યા રાજકુંવરની સાથ; તમો છો દેવાંસી અવતાર, એમ દેવ રચના દીઠી આ દાર, કોણ જાતને શું છે નામ કેમ વસીયા છો આણે ઠામ; શહેર અમારૂં ઉજડ થયું. અહીં આવીને વસીયા સહુ; એક મેણુમાં બે તરવાર. કેમ રહેશે તે કરો વીચાર; અહીં શહેર સમીપ વસીયા તમો, કઈ પેરે કરશુજી અમો, જુદ્ધ કરવું હોય જો મન તો તૈયાર છે મારો રાજન; દગો કરવા આવ્યા ઠામ એ વાતમાં રાજી નહી રામ; એ વાતનો પ્રતી ઉતર દીજીએ, પછે પંથ અમારો લીજીએ ઇશવર આણુ એ વેળાં સહી, સાચી વાત જો કહો નહી. લશ્કર નથી મુજ પાસે સર્વથી, મારે વઢવું કો સાથે નથી. નથી જોઇતું કોઇનું રાજ; નથી લઢવાનું મારે કાજ, નથી તમ સાથે મારે વેર હું તો બેઠો છું મારે ઘેર, બેઠા ધ્યાન ઇશ્વરનું ધરૂં સત્ય વચન સાચું ઓચરૂં, સત્ય વચન પાળું પાંસરો, સુખે રાજ તમારૂં કરો, ત્યારે હરખ્યો કોટવાળ મન માગે શીખ ઉઠયો તે દન ગયો પાછો પોતાને ગામ. વજીરને મળ્યો તે ઠામ. વાત વીસ્તારી સહુને કહી જે જે વાત તે સાથે થઇ સરોવરને સઘળું ગામ. ઈંદ્ર સરખો રાજા તે ઠામ મને ઘણી આબરૂ આપી સહી. સંતોષીને મોકલ્યો નહીં ત્યારે વજીર થયો નીરાશ આવ્યો તે રાજાની પાસ. દંડવત કરીને નમાવ્યુ શીષ. પછે મુખ બોલ્યા તે દીશ. આપણા શેહેરથી ત્રણ જોજન ઘણી ઝાડી ભયાનક વન, ત્યાંતો વસાવ્યું કોઇએ શહેર દેવ ઠામ દેવતાઇ મહેલ, ઇંદ્રાસનથી શોભા બહુ શુ મુખે વીસ્તારી કહું આપણા લોક વસ્યા ત્યાં જઇ, અરધી નગરી ખાલી થઇ કોટ-વાળને મોકલ્યો જાગ્ય જઇને જોઇ આવ્યા બાગ. પુછી વાતને

લાવ્યો પાર, તે પણ વાત કહું આ ઠાર, રૂપને શોભા વીશાળ છે કાઇ પરમેશ્વરનો લાલ, કહે હું કાંઇ ડરતો નથી, સુખે રાજ કરો સર્વથી.

દોહરો—સુણી વચન વજીરના અચરત પામ્યો રાય, સભાસહુ વીસ્મય થઈ, એ કારણ શું રહેવાય. ૧ આપણા શહેરને પાદરે. કોઇ વસાવ્યું ગામ. એવો બે માથાનો કોણ છે, એમ રાજા બોલ્યો તેઠામ ૨ કોઇ સાચું જુઠું કહે, બેઠા સભાના લોક, રાજાને મન નીશ્ચે થયું પ્રગટ્યો મનમાં શોક. ૩ વજીર વચન મીથ્યા નહી, નીશ્ચે સાચી વાત રાજા ચીંતાતુર થયો, કઈ પેરે ભાગુ ભરાંત ૪ માનવ તણો નહી આશરો, કોઇ દેવદાનવનું કામ, દેવ રચના તેને રચી, કીધાં નૌતમ ધામ. ૫ કદાપી હું ત્યાં પરવરૂં, મળવા કારણ રાય, કેદ કરો રાખે કદી, તો ગ્લાની થાય પુરમાંહય, ૬ એમ વિચારી મન વીશે, વજીરશું બોલ્યા વાણ તમો ચર્ચા જુવો સહી, તમે જાતે ચતુરસુજાણ. ૬ એ દેવ દાનવ કે માનવી. લ્યોને જઇને પેર, દેવ રચના કોણે રચી તે છે કારણ ઘેર. ૮ માટે તમે ત્યાં પરવરો, જુઓ ચતુરાઇ ચાલ કપટી હોય તો પાછા આવજો. નહીતર કરજો વહાલ ૯ મીત્રાઇ તે શું કીજીએ, કોઇ હોય ચતુરસુજાણ, કપટી હોય તો યુદ્ધ કીજીએ, એમ બોલ્યા વાણ, ૧૦ એવા વચન સુણી રાયનાં ઉઠયો વજીર તેણી વાર ચડી અસ્વારી પરવર્યો, જયાં સ્વર્ગપુરી તે ઠાર. ૧૧ દીઠી રચના દુરથી, ઉદેકાર ઉદ્યોત, પુર વીશે તે પરવર્યો, જુઓ દીપકની જ્યોત. ૧૨ બાગ બગીચા ને વનસ્પતી. મહેલ અટારાં અવાસ, સુવર્ણમાં મણી જડયાં, ઝગકી રહયા ચોપાસ ૧૩ જોત જોતો આવીયો, જયાં મોટા દરબાર, વજીરને દીઠો આવતો, શોભાનો નહી પાર, ૧૪ અરજ કરી જયાં રાયને, વજીર આવ્યો આ ઠામ, સીરકસ્તાનના રાયનો, એમ કહીને કરી સલામ.

ચોપાઈ—એવાં રાજકુંવરે સુણી વચન, પ્રસન્ન થઇ બોલ્યો તે દન મોતીબાગમાં બેઠા જઈ, હું મળવાને આવું તહીં. આગતા સ્વાગતાં કરો આપાર, પાન ફુલ મુકો ઠામ, એવાં વચન સેવકનાં સુણી, ગયો સામો વજીરની ભણી, કરજોડીને કર્યો જુહાર બેસાડયો મોતી બાગ મોઝાર. પાવ ફુલ મુકર્યા છે પાસ સુગંધી વાપી ચોપાસ અત્તરનો હોજ ભર્યો જે તહીં, ફુવારા જારી કીધાં છે સહી, વજીરને જોઇને દીગમુઢ થયો. શોભા જોતાં અચરત થયો, ઠામેઠામે મોતીની ઝુલ, એક મોતીનું નવ થાએ મુલ. એવા કોટી મોતી ચોપાસ, દેવ રચના દેવાતાઇ વાસ. માનવ કેરૂં નથી કામ, શીવ વિષ્ણું કે બ્રહ્માનું કાસ, એમ વીચાર કરે જેટલે, રાજકુંવર આવ્યો તેટલે વજીર ઉઠીને લાગ્યો પાય નિશ્ચય દેવતા એ કહેવાય. એવું રઢોયાળું દીઠુ રૂપ ઇંદ સરીખો દીઠો ભુપ, ત્યારે વજીર કરજોડી રહ્યો. રાજકુંવરે બોલજ કહ્યો કોણુ દેશ ને શું છે નામ. શા અરથે આવ્યા આ ઠામ, ત્યારે વજીરે કરી વીનતી. શીરકસ્તાનનો પૃથ્વીપતી, જલદસંગ રાજાનું નામ. તેના મોકલ્યા આવ્યા આ ઠામ, વજીર તેના છીએ અમો અરજ એક સાંભળો તમો. આ દેવ રચના દેવતાઇ મહેલ ને આગળ ઇંદ્રાસન સહેલ, છો તમો ઇંદ્રાસનના ભુપ, ધરી આવ્યા માનવનું રૂપ અમારા ગામની પાદર નહીં નૌતમ રચના કરી તહીં, જોએ અનેક મન માને સહી, માટે અમને મોકલ્યાં છે અહીં, કીરપા તમારી હશે સહી, તો તે નગર વસવાનુ અહિ નહી તો કોઇ સાણુસની થાશે હાણુ, વીપરીત શાચી નિર્વાણુ કૃપા દ્રષ્ટિ તમારી હોય, તો રાજા મળવા આવે સોય, એવા વચન વજીરને કહ્યાં, રાજકુંવરે બોલજ કહ્યાં, તેમારા રાજાને કહેજો સુખ શાને તમે ધરો છો દુખ, બધુ ભોગવીએ તમારૂં રાજ, શાને મનમાં લાવો છો લાજ ચિંતા ફીકર કંઇ કરવી નહી સુખે રાજ ભોગવો સહી મળવા આવો સુખે તમો, એ વાતમાં રાજી અમો, ત્યારે કરી

વીનતી આઠમને દિવસે અધિપતિ; એમ કહીને મંદીર જાય પાછો આવ્યો જ્યાં છે રાય.

દોહરો—વીદાય કરી વજીરને પોતે ગયો વિનતા પાસ; હસી વચન મુખ બોલીયો આજ પહોચી મનની આશ. ૧ મુજ પીતા મળવા આવશે, જાઇશું અન્યો અન્ય મુખ, વીજોગના સંજોગ થશે થશે મહિમાંહે સુખ ૨ ઓશીગણુ થાઉ તાતને, સેવા કરૂં આ-વાર; આગતાસ્વાગતા હું કરૂં તો પામીશ જગત સંસાર. ૩ ત્યારે મેમુદા ઓચરી, સમર્યા અબોલા માત; જે જોઇશે તે આપશે થાઓ ઓશીગણુ તાત. ૪ એવાં વચન સુણી નારના ધુપે વર લઇ નામ; તરત ખબર તેને થઇ, આવી પહોંચી તે ઠામ ૫ મેમુદા લાખી બે સુંદરી, ત્રીજો રાજકુંવર; હાસ્યવિનોદતી કરે સહી, આવી પોતે તે ઠાર મેમુદા ચરણે નમી, લાખી નમી તે સાથ રાજકુંવર ચરણે નમ્યો, નમ્યો જોડ કરી બે હાથ. ૭ અબોલા રીઝી ઘણી જોઇ નરનારીની જોડ; ઘણા પ્રસન્ન મનમાં થઇ, પહોચ્યા મનને કોડ ૮ આ કોણ બીજી પ્રેમદા, કુંવર કહે મુજ નાર. તે પણ જોઇ રીઝી ઘણું, પ્રસન્ન થઇ તે ઠાર. ૯ ખોળામાં બેસાડીયા નર નારી બેઉ સાથ; હસી વચન મુખ ઓચ્ચારી, માથે ફેરવ્યો હાથ. ૧૦ કેમ સમરી મુજને તમે કેમ બોલ્યો મુજ વાળ; શી ઇચ્છા છે મન વીશે તે માગી લ્યો તત્કાળ. ૧૧ માતાજી આપો તમે, ક્યાપછી નવ આપાય; સ્વર્ગના સુખ ભોગવાએ અહીં, તે તમતણે મહીમાય; ૧૨ આ મેમુદા તમારી દીકરી, તેને મળવાનું થયું મન સમરણ માત્રમાં આવ્યા તમો, ધન્ય ધન્ય આજનો દન. ૧૩ તાજી એક બીજી વીનતી, માતપીતા છે જેહ, તે જોવા આવે બાગને, તેથી આનંદ વરસ્યો મેહ, ૧૪ ઘણે વર્ષે જોશું અમો, માત પીવાનું મુખ વીજોગના સંજોગ થશે, જોઇશું અન્યોઅન્ય મુખ

૧૫ એવી આજ્ઞા શું કરૂં તો થાય જગમાં નામ, અબોલા ઇચ્છા હોય તે, આપું આણે ઠામ, ૧૬

ચોપાઇ—માતાજી મળવા આવે પીતાય, તેને ઓશીગણુ થાશું આંય; બાર કોશ અહીંયાથી ગામ, રચના કરવી બહાર મુકામ એકેક કોશને છેટે સાર તંબુ તણાયો ઝાકઝમાળ રંગ એ· રંગી જુજવી જાત, ભક્ષ ભોજન તેથી વીખ્યાત બીછાના રંગબેરંગી સહી, કીનખાબ મખમલ સીવાય નહીં; ને બાર કોશ લગી જાણુ તે ઉપર ચાલી આવે રાજન માન આપું મુજ તાતને. છુ ઉમે· દવાર મળવા તાતને અબોલા ત્યારે હરખ્યાં મ ા, રાક્ષસને રજા આપી તે દન, જરી તણા તંબુ જઇ કરો, એકેક ગાઉ છેટે ધરો કીનખાબ મખમલનાં સાર, જમીન ઉપર પાથરો નીરધાર, તસુ જગા કોઇ ખાલી નહી, જુઓ કરો તે વેગે જતું. એવા અબોલાના સુણી વચન. સજ થયા સહુ રાક્ષસ જન. દોતાઇ માયા તે વાર ધારી વસ્તુ કરો તે ઠાર, દેવ રચના કરી તે ઠામ કીધાં તંબુ નૌતમ ધામ, ખાનપાન ભર્યા તે જાગ્ય, આવીને લાગ્યા તે પાય, સીદ્ધ કામ કરી આવ્યા હમો, જે જે ફરમાવ્યું તે તમો, તેવા વચન રાક્ષસના સુણી; અબોલાએ મુખ વાણી ભણી. કહ્યા પ્રમાણે કીધું તહીં મળી બેઠા અબોલા ગઇ; વળી કદાપી જો પડે કામ, તો તો સમજો આણે ઠામ. એમ કહી અબોલા જાય, રાજ કુંવરને હરખ ન માય, દેવ રચના મારગમાં થઇ, એવી રચના નવ જાએ કહી; રંગબેરંગી પાથરીયા પાક, શોભી રહી, રસ્તાની વાટ. લોક જોઇને આવ્યા તહીં રાજકુંવરને વાતજ કહી હવે વાત અહીંથી રહી. વજીર ગયો ત્યાં થી ગત થઇ; જઇ જલદારાજાને પાય; સઘળી વાત કહ જ્યાં રાય; મહેલ બાગ રાજાનું રૂપ, ઇંદ્રપુરી ઇંદ્રાસનનો ભૂપ તે સિવાય કોઇ બાજુ નહી; તમને કહું નિશ્ચે કરી

અહીં નથી તેથી તને કોઇ સાથે વેગ, આદર માન આપે બહુ પેગ, સુંદર જન્મારો માહારો કરી તમ પાસે આવ્યો પાછો ફરી નિમકહલાલ કરવાને કાજ, નહીતર ત્યાં રહેત મહારાજ એવા વચન વજીરનાં સુણી. સભા સહુ અચરત થઇ ઘણી, રાજા રીઝયો અતિશે કાય, આનંદ તેના અંગ ન માય.

દોહરો—ગુલબંકાવળી પણ છે અહીં સભા તણો મોઝાર તેણે વાત સહુ સાભળી, કરવા લાગી વીચાર કે તે નર તો નિશ્ચે સહી, મારા ફુલતણો હરનાર જેવી રચના મારે ત્યાં જઇ એમ નિશ્ચે કર્યું તે ઠાર, ૨ ત્યાં જલદરાજા રીઝીયો. જોઇ મહેલ ને બાગ, ધન્ય ધન્ય તે નરને સહી. જેને રચના રચી અથાગ ૩ વખાણ વજીર કરે ઘણા જાઇએ તે તો આ ઠાર, એમ સ્વારી તૈયાર કરી, ઘડી એક મોઝાર. ૪ એવાં વચન સુણી રાજના હલકારા દોડયા ચોપાસ, ઠામ ઠામ જાહેર કર્યું સેનાપતિ જે વાસ ૫ ઉમરાવ અમીર સરવે મળી. થયા ઘોડે અસ્વાર, હસ્તી સહીત ટોળે મળ્યા રાજાને કર્યો જુહાર, ૬ ચડી સ્વારીઓ નીસર્યા માણુસ એક હજાર, રસાલો સહુ પોતાતણો નીસર્યો શહેરની બાહાર ૭ અમીર સહુ પોતાતણા, વજીરને કોટવાળ પુત્ર ચાર સહુ પરવર્યાં જોવા કારણ તે ઠાર ૮ ગુલબંકાવળી મરદ સહી તેનું બહુ પરાક્રમ રાજા ચાલ્યા જોસમાં, ઘોડા ઉપર તે દન. ૯ પુત્ર ચારે મુખ આગળે છત્રીસ વાજા વાગે તે ઠાર, તેણી શોભાથી પરવર્યો જોવા કારણે રાસ, રાજાજીને હરખ ઘણો ક્યારે જોઉં એની કાય તીરવા બે ત્રણ ચાલીયો ત્યાં દીઠા નૌતમ ધાવી. ૧૧ બીછાનાં નાંખ્યાં મખમલનાં દીઠાં તેણે ઠામ, તંબુ દીઠા જરી તણા, જાણે ઝબકે ભાણ. ૧૫ જરી અંજરી કસબી તણી ઉદકાર ઉદ્યોત, જોઇ રચના વિસ્મય થયા બીછાનાં જ્યોત ૧૩ તંબુની ઉપમા શી કહું ઇંદ્ર

સમી સમ તુલ્ય, હરખ ઘણો થયો રાયને જોતાંમાં છે અમુલ્ય. ૧૪
વજીર પ્રત્યે વાણી કહી. તમે બાર કોશ પહોંચ્યો મુકામ ત્યારે આ
કોણે રચી, દેવપટનો મુકામ રચના ત્યાં નૌતમ થઇ અચરત થયો
વજીર, આ નૌતમ ખેલ નવો થયો કાલે ન હતું આણી તીર.

ચોપાઇ—એમ કરતાં ચાલી આવ્યા પાસ ચરણે આવી
નમ્યા તે ખાસ, કર જોડી બોલ્યો તે દીશ, જલદરાજાને નમાવ્યું
શીષ, આ વિશ્રામ ઠામ કર્યા તમ કાજ, એ સ્થળે વિશ્રામ કરો
મહારાજ, ઘડીએક ત્યાં સુખીયા થાઓ, પછી ત્યાં મળવાને જાઓ:
આગતા સ્વાગતા તમારી કીજીએ, લાહાવો લાખેણો લીજીએ. એમ
કહીને લાવ્યા પાય રાજા મનમાં અચરજ થાય અસ્વારી રાખી
તે રાય પોતે ગયા તંબુની માય, શોભા જોતાં અચરત થયો કહો
ભાઇ આતો શું કરો, અચરજ પામ્યા સઘળા લોક. સરયા તેના
મનના શોક કરી કહે શુ કહું હું કથી. શોભનો પારજ નથી,
વીસ્મય થાય સહુ રચના જોઇ તે રાય. ખાનપાન મેવાને પુલ
સુગંધ ચકી રહી છે અમુલ્ય, જલદરાય બેઠો ત્યાં જઇ જાણે ઇંદ્રની
શોભા છે તહીં, ચાર ઘડી ઠરવા તે ઠાર પછી સ્વારી કરી તઇયાર
ત્યાં આવીને મુજને દીધ સફળ જન્મારો મારો કીધ. ક્યારે
જોઇશું એનું મુખ ધન્ય ધન્ય એની માની કુખ, એમ કહીને
નીસર્યા બહાર, તર્ત લુટાવી દીધું તે વાર. મુખમલ બોછાનાં જ-
રીનાં કામ સરવે લુંટાવ્યું તેણે ઠામ. રાંક લોક બહુ ન્હાલજ થાય
જલદરાજા બહુ વિસ્મય થયા, ઇંદ્રપુરી આકારે કામ. અનગલ બેઠા
હશે દામ. ગણીતમાં કાંઇ આવે નહી. કેમ લુંટાવી દીધું આહીં,
ત્યારે ચાકરે જોડયા હાથ, અરજ કરી બોલ્યો તે સાથ. તમારે મન
અમુલખ સહી મારા રાજાને વીસાતમાં નહી સોનું રૂપું ઝવેર ને

લાલ હીરા મોતી ને પરવાળ, સ્ફાટીક મણી ને નીલા મણી જડીત મહેલની શોભા ઘણી તેને મનથી તરણા માત્ર તમ ઉપર કરૂં ખેરાત એ હુકમ પ્રમાણે કીધું અમો સુખે આગળ પધારો તમો અચરત પામ્યાં સર્વ જન વળી આગળ ચાલ્યા રાજન; ઝળકારે ઝપકારો થાય તેથી રાજા ઘણો અકળાય.

દોહરો—જાલદરાજા અચરજ થયો વળી આગળ ચાલીએ જાય એક કોસ વળી ચાલીએ ત્યાં દીઠા રચનાય ૧ બમણું કામ પેલા થકી બીજાના શુભ અમુલ્ય તેની રચના થી કહુ વળી સુરજની સમતુલ્ય, ૨ જળહર જ્યોત ઝળકી રહી ઘણાં ચીત્રને વીચીત્ર કામ રાક્ષસ જાત સરવે મળી તેને કીધો દંડવત પ્રણામ ૩ આગતા સ્વાગતા ઘણી કરી દીધું પણ બહુ માન અબીલ બરાસ મેવા પુષ્પ તેવાં ફળ ને પાન ૪ એકઘડી તેમાં ફરી વળી ત્યાંથી નીસર્યા બહાર તે પણ લુટાવ્યું સહી ઘડી નવ લાગી વાર ૫ ત્યારે રાજા મુખથી બોલીયો શું કરો છો આ કામ મારા ખાવિંદના હુકમથી તમ પર ખેરાત આ ઠામ. ૬ કશી ગણત્રી એની નથી નથી ખજાને ખોટ ૭ એ હજુરી રાયથી ન દીઠી તે રચનાય લુટાવીદીએ એક પલકમાં તે જોઇને વિસ્મય થાય ૮ એમ વાત કરે તહિ આનંદ અંગ ન માય તાજલમુખને ખબર થઇકે આવ્યા મુજ પિતાય ૯

ચોપાઇ—ઘણું પ્રસન્ન થયા તે વાર પોતે સ્વારી કરી તઇયાર મળવાને સામા પરવર્યા હરખ ધરી પોતે સંચર્યા દિવ્ય વસ્ત્ર સજ્યા શણગાર શોભા કહેતા નવ આવે પાર કામદેવ સરખુ છે રૂપ ઇંદ્રના સરખો દીસે ભુપ ચડી સ્વારીએ આવ્યો તહીં એક કોશ સામો તે સહી જલદીએ જાણી વાત રૂવે રૂવેથી થયો રળીયાત ધન્ય ધન્ય આરે આજનો દન પરમેશ્વર થયા પ્રસન્ન ઘેર બેઠા ગંગા મળી

જોતામાં પાપ જાશે પરજળી મારા પુન્ય તણો નહી પાર સામો મળવા આવ્યા આ ઠાર એમ વિચાર કરે છે રાય રાજકુંવર ઉભા ત્યાંય જાણે બીજો દીનકર સહુ. એવું ઝળકે મુખપર નુર સભા સરવે ઝાંખી થઇ કોઇથી સામુ જોવાએ નહી જાણે ચીતરામય લખીયાં ભીંત એમ થઇ ગયાં સઉના ચિત. રાજા જલદરાજા ઉઠયા જેની વાર અન્ય અન્ય કર્યો જુહાર પ્રેમ. આલિંગન દઇને મળ્યા દુઃખ હતાં તે સઘળાં ટળ્યાં રાજકુંવરે કરી વિનતી ભલે પધાર્યા પ્રથ્વીપતી ભલે પધાર્યા આણે ઠામ પાવન કરો આવી મુજ ધામ શરણે આવ્યાં તમારે આજ પુર્ણ ભાગ્ય અમારે કાજ રાંક જાણી કરૂણા કીજીએ જસ મહિમા અમને દીજીએ કરૂ સેવા હું રૂડી. પેર આજ પધારો મારે ઘેર સેના સહિત ચાલો મુજ સાથ. એમ કહીને જોડયા હાથ એ સાચું કે સ્વપ્નુ કહેવાય તેનું મન વ્યાકુળ બહુ થાય બંકાવળી જુવે છે ખ્યાલ તે પણ મનમાં થઇ ખુશાલ એ નર શિવાય બીજા નહી જોઉં, ચર્ચા શું થાય અહી એમ જોઇ સૌ અચરજ થાય ઉઠી ત્યાંથી સરવ સભાય અસ્વારી થઇ તઇયાર આગળ રાજા પાછળ રાજકુમાર છત્રીસે વાજાં વાગે સહી બીજી સોભા નવ જાયે કહી એ રીતે આવ્યા પુર પાસ જાણે શોભા સુર્યપ્રકાશ.

દોહરો—દીઠી રચના ત્યાં દેવીની ઉદેકર ઉદ્યોત જાણે કોટિ સુરજ ઇંદ્રે થયા જાણે ઝળહળ જયોત ૧ બાગ બગીચા રાવટી, જાળી અટારીને મહેલ કામ બધું સોનાં તણું માંહે જડયા હિરાને એમ લાચાર ઘર કોડને કાંગરાં સોના કેરી કોર દશ કોશની વસ્તી સહી તેની શોભા અપરંપાર ૩ વસ્ત્ર ઝાળ ઝળકી રહ્યાં સોના રૂપા કેરા વિલાસ માણેક લાલ લીલા મણી તે સારૂ ઝગે લાલ.

૪ કવિ કહે શું વરણવું, દેવતાઇ સઘળું કામ: શી શી રચના તેની લખું, એ રચના એ ઠામ. દીગમુઢ સઘળા થઇ રહયા એ કારણ શું કહેવાય. અવતાર સફળ સૌના થયા, એમ કહીને જોતા જાય ૬ તે જોતા આવ્યા સહુ, ગલી કુંચીને બજાર. બાગ બગીચા રાવઠી, આવ્યા મહેલમાં તે ઠાર ૭ રાજકુંવરે હુકમ કર્યો, હીરા બાગ કરો તઇયાર. ઉતારો તેમાં રાયને તેમાં શોભા અપરંપાર ૮ જાણે કોટિ દીવક પ્રજળીયાં જાણે ઝગીકી હિરાની જ્યોત; બીજી રચના તેમાં ઘણી, ઉદેકર ઉદ્યોત ૯ જરીનાં બિછાનાં તકીયા તિહાં. તેમાં પણ હીરાના કામ, બેસાડયા તેમાં રાયજી. ઇંદ્ર શોભા તે ઠામ. ૧૦ ફુવારા જારી કર્યાં, ગુલાબ અંતર જ્યાં. શેર ધારી છુટે નહી, સુગંધ મેહેકી રહી ત્યાંય ૧૧ બીજા પુષ્પોનો પારજ નહી, તરેહ તરેહનાં તેલ, ભરી છાબ ત્યાં પુષ્પ એ, થઇ રહી રંગ રેલ, ૧૨ ભક્ષભોજન મુકયાં ઘણાં, મેવા, ફુલ પકવાન. આગતા સ્વાગતા કીધી, ઘણી સઉ ત્યાં ભુલ્યા ભાન. ૧૩ સંગ રંગ પછે ત્યાં થયા, ગુણકા નાચ તે ઠાર, આનંદ સહુને અતિ ઘણો. ખુશાલી સહુને અપાર. ૧૪ ગુલબંકાવળી દુખ ધરે. તનો કહુ મહીમાય.

ચોપાઇ—ગુલબંકાવળી ધરે છે દુખ, ઉતરી ગયુ છે તેનું મુખ, એ તે શું કાજ કીરતાર. મારી સઘળી રચના આ ઠાર. મહેલ બાગ બગીચા સહી, કોણ ઉચકી લાવ્યું અહી, મૃત્યુલોકમાં એ કેમ થયું, એવું દુખ આણે મુજને દીધું, એ રીદ્ધસિદ્ધ મારી સહી કેમ કરીને આવી અહીં. માટે ફુલ તણો એ ચોર, આ દુઃખ છે મોટું ઘનઘોર. એ કઇ પ્રકારે આવ્યો અહી, મુજને તો અચરત છે સહી, એમ ઘણી દુખીયારી તે થઇ પછે પાંચ પરી તેડી રહી. ગુમ કરી તે સાથે વાત, આ મોટો થયો ઉતપાત. સર્વ વસ્તુ આપણી આંય એ તે કારણ શું કહેવાય. આ દેવતા કેરો કોપ. આપણો દેશ થયો અલોપ મતી ભંગ થઇ પડી આંગ. નથી સુઝતો

એકે ઉપાય. તમો જઇને જુવો તહીં આપણી વાડી છે કે નહીં. ચાર ઘડીમાં લાવો તપાસ, પછી ફરી આવો આ અવાસ વચન વિનતાનું મસ્તક ધરૂં ગગન માર્ગે પ્રવેશ કરૂં, ઉડતી વિદ્યા હેને શી વાર, પવન પહેલાં જાઓ તે ઠાર. એવો પરી તણો મહીમાય ચાર ઘડીમાં પહોંચી ત્યાંય, બંકાવળીનું જે છે ગામ વળી સરવે જ્યાં છે મુકામ ફરી વળી તે ચારે પાસ, દીઠી રચના નહોતી આશ રતીભાર કાંઇ એછું નથી; ધારીને જોયું સર્વથી ત્યાં નીશાની પોતાની ટરી પછી ઉઠી ચાલી સુંદરી; ચાર ઘડીમાં આવી તે ઠાર ગુલબંકાવળીને કર્યો જુહાર આપણી વાડી મહેલને બાગ સરવે અ. નામત છે તે જાગ એમાં અહીં અંતર નથી; એ નિશ્ચે સાચી વાત સર્વથી. કોઇ દેવતાએ રચ્યો આ ઠાર; એવાં વચન સુણી તે ઠાર ત્યારે હરખ પામી અપરંપાર ચર્ચા જોવા બેઠી ત્યાં નાર હાસ્યવિનોદ થાય સહી; તેના સુખનો પારજ નહી ઘણી ખુશાલી તેને, મન નિચીંત થઇ બેઠા સહુ જન; રાજકુંવરે પછી કહાડી વાત; ભાગવા સૌના મનની ભ્રાંત.

દોહરો—ત્યારે રાજકુંવર મુખ બોલીઓ સુણીએ રાયજી વાત હકીકત તમારી કહો; ભાગે મન ઉચાટ ૧ રાજ્યરીતિ શી રીતે કરો છો પ્રજાતણા પ્રતિપાલ નારી ફરજન તમને સહી તે કહો માંડીને વાત ૨ પ્રધાન તમારો ડાહયો હશે; કોટવાળ હશે તેણીવાર. તે સર્વ કહો તમો; પછે અમ કેહેશું તમ વાત ત્યારે જલદસિંગ પછે બોલિયા સાંભળો રાજી વાત; એ હકીકત માંડી કહું, ચિત્તમાં લાવો ખ્યાલ.

ચોપાઇ—સુણો રાયજી ચતુર સુજાણ ખાત્રો વિના પાચ સંતાન રાજ્ય ચલાવું રૂડી પેર; ઘણી અલખત છે મારે ઘેર. પ્રધી-

ન કોટવાળ છે રૂડી રીતે તે ઘણા ડાહ્યા છે ચિતે; ઘરમાં તરૂણી છે એક તેને પુત્ર ચાર વિવેક, તે પુત્ર અમારા આગળ સહી તેના ગુણનો પારજ નહીં, કહું તે કામ કરે છે તરત નથી લાવતા મનમાં ગર્વ.

દોહરો—ત્યારે રાજકુંવર પછી બોલીઓ; કહી તમોએ સત્ય વાત ચાર પુત્રો તમે કહો પણ મેં સાંભર્યા પાંચ ૧ તમો જે ચાર કહોછો સહી, તે અચરજ સરખી વાત, પાંચમો પુત્ર કહો ક્યાં ગયો; સાચું કહો વિખ્યાત. ૨ જલદસંગ ત્યારે બોલીઓ સાંભળો રાયજી વાત; પાંચમાની વાત કહેવાની નથી તેમાં ઘણો ઉત્પાત ૩ જન્મ થયો તે પુત્રનો જોષીએ કર્યો વિચાર, આ પુત્રને જોતાં અંધ થશો એ અચરજ સરખી વાત ૪ માટે દેશવટો કીધો એ પુત્રને કહાડયો જંગલ મોઝાર, વજીર સાથે પરવાર્યો; રક્ષા કારણ સાથ. ૫ ત્યારે રાજકુંવર પછી બોલીયો; કેવું હતું તેનું રૂપ. નામ તેનું શું હતું; તે વિસ્તારી કહો ભુપ ૬ જલદસંગ ત્યારે બોલીઓ શું જાણે એનું નામ; વજીર પછે તેડીઓ સાચું કહો આ ઠામ. ૭ તે વજીર આવી ઉભો સહી, કરજોડી કર્યાં પ્રણામ શું ફરમાવો છો રાયજી, એમ કહીને નમ્યો ઠામ રાજકુંવર પછે ઓળખ્યો; નિશ્ચે વજીર કહેવાય એણે પાળી મોટો કર્યો એતો નિશ્ચય થાય. ૮ ભણાવ્યો ગણાવ્યો છે મુને ઘણો કીધો ઉપકાર. એમ વિચારી મન વિષે પુછયું સભા મોઝાર ૯ પાંચમો પુત્ર રાજા તણો, તે સોંપ્યો તમને જાણ, તેના નામ કળા ગુણ ચાતુરી, ધારીને કહો મંડાણ. ૧૦ પછે વજીરે માંડી કહ્યું, જે પુરવે હતી વાત તે સાંભળીને હરખીયા ખુશી થયો સહુ સાથ. ૧૧ ત્યારે વજીર કહે સહુ સાંભળો; કહું અચરજ એકવાર પાંચમો પુત્ર જેવો હતો તેવો છે આ રાજકુમાર. ૧૨ એ કાન્તી ચતુરાઈ તે તણી પુરે રૂપ ને રાગ. મેં પરીક્ષા એવી કરી; પાંચમો પુત્ર એ સંગ. ૧૩

મારા પુણ્યે ઓળખ્યો સાચી કહું છું વાત મહારાજ એ ખોટી કહો, વિસ્તારી કહો વાત. ૧૦

ચોપાઈ—નીશાની એંધાની સહુ મળી મળ્યા અન્યો અન્ય પોતે વળી. તમને મળવા તેડે છે તહી, વેગે કરીને ચાલો વહી. એવાં વચન સેવકનાં સુણી. ખુશાલી વાધી મનમાં ઘણી; તે વીનતા તણું જે દુઃખ જોવા ચાલ્યાં મા પુત્રનું મુખ. વધામણીમાં આપ્યા શણગાર સુખપાલ ઉપર બેઠો તે ઠાર; માતા પુત્રને મલ્યાં તહીં; શોભા જોતાં દિંગમુઢ થઇ. રાજકુંવર જઇ નમીયો પાય હું તો પુત્ર તું મારી માય; દીઠું મુખ ને દુઃખ ગયું વીસરી રૂવેરૂવે તેથી રાણી ઠરી; માત પીતાને બીજા ભ્રાત. કરવા લાગ્યા મુજની વાત.

દોહરો—માતા પીતા મુખં બોલીયાં. કુળ તારણ તું તન, પરણાવીએ તુંને પદમણી. વનીતા રૂપ રતન. સંસાર તણું સુખ ભોગવો. ઘણું દુઃખ પામ્યા રાય, એમ કહી રોઇ ઘણું ભરે આંખ તેની માંય. અરે માતાજી ચિંતા તજો. બે પરણ્યો છું નાર. એ તો દાસી તમ તણી. કહો તો લાવું આ ઠાર. ત્યારે માતા પીતા હરખ્યાં ઘણું જોવા ઇચ્છું છું મુખ. દીકરા વહુ દેખાડો મુજને તો તો જાએ દુખ. સજ્જન સહુ ટોળે મળી એમ કહે છે વારંવાર વહુ જોવા ઇચ્છે સહુ. તે દેખાડો આ ઠાર. રાજકુંવર ગયો મહેલમાં જયાં વીનતાનો વાસ. ચરણે લાગી બેઉ ચિતની સનમુખ ઉભી પાસ. માતા પીતા પાસે આવીયાં. મળવા કુટુંબ પરીવાર. તમને મળવા તેડે તહી. માટે ચાલો બંને નાર. ચક નાખીને બેસજો, નવ દેખાડજો કાય ત્યારે તમને પુછશે. મારી માત પીતાય હોજી પડદો શો મુજ આગળે. તમો ફરજન થયા આજ. ખોળે બેસી આવી કરી, માબાપની શી લાજ, તે વારે તમે બોલજો અમારો

સફળ અવતાર તમારા દરસનની ઇચ્છા ઘણી. ચરણે નમું આ ઠાર ગુલામ અમારા અંદર છે તેને કેમ દેખાડું મુખ; એવું શીખવીને આવીયા. જયાં બેઠા છે ભુપ. શણગાર આવ્યા તહી, મેઘુદા લાખી બે નાર ચક નાખ્યો; ત્યાં દાસીએ બેઠી પડદે તે વાર ત્યારે રાજા રાણી બોલીયાં તે વેળા ઠાર; હાસ્ય વચન મુખ બોલીયા શીદ ધરો છો લાજ તમો મુજ પુત્ર સમાન છો આવીને બેસો આજ આ કુટુંબ મેળો છે અહીં નથી કોઇની લાજ.

ચોપાઇ—ત્યારે દાસી બોલી તહીં, તમે કહ્યું તેમાં સંદેહ નહીં માતા પીતા તણી થી લાજ, પણ એક અચરજ સાંભળ્યું આજ; ફરે પુત્ર તમારી સનમુખ; તેને નહી દેખાડું મુખ; મારા દેશમાં આવ્યા એહ રમવાને મન આણ્યો નેહ; હારજીતની પાડી હોડ, રમવા માંડયું તે ચારે કોડ; એહ સૌ હાર્યા મારે ધામ ઉલી બાજીએ થયા ગુલામ બાર વરસ મજુરી કરી. ચતુર વરને તો હું વરી; કરને જોડી ઉભા મુજ પાસ માગી રજા આણી ઉલાસ બાર વરસ ગયાં જે વહી હવે રજા આપો ઘેર જઇએ સહી; જાણે દીધું જીવતદાન, લાચાર થઇ બોલ્યા એમ વાણ; માતા પીતાને મળીએ જઇ;કરજોડી એમ વાણી કહી ગુલામી ડામ દીધા છે સહી. એ વાતમાં સંદેહ નહીં નહીતર બોલાવી પુછો તાત. પછે માનજો સાચી વાત. એ વાતનું મોટું દુઃખ ગુલામને કેમ દેખાડું મુખ, ઇશ્વરની આણ સાચી વાત ના માનો તો જુઓ સાક્ષાત અચરજ પામા સજનને તાત. આ સો અચરજ સરખી વાત તે ચારે જણ શીરમીંદ થયા નીચું જોઇને ઉભા રહયા; માન ભંગ થયા તે વાર. નીચું જોઇને નીસર્યા બહાર ભાગ્યો તે તણો અહંકાર. પછી ચકથી નીસર્યા બહાર, જાણે વીજળી ઉતરી આકાશ તેથી રૂપ ઘણું પ્રકાશ. દેવરૂપ વેશ ધારી કરી. બંને નારી ત્યાંથી વળી સાસુ સસરાને લાગી પાય. કરજોડી ઉભી તે જાય.

અમો દાસી તમારી આ હુકમ જે ફરમાવો તે કરીએ કામ. રાણીએ કર મુકયો શીર અખંડ શોભા દીધી આશીષ. પદમણી ઓમાં કોણ માત્ર; ઘણું રૂપ ને ગોરૂ ગાત્ર; ગુપ્ત થયા જોતામાં મન; ઘણી ખુશાલી વાધી તે દન રાજા રાણીએ આપી રજાય; રાજા સભામાં જઇ બેઠા રાય; પાંચમા પુત્રને પાસે લઇ; પછે મહેલમાં વીનતા ગઇ. શું વીત્યું ભાઇ તમારી કાય, તે સહુ વિસ્તારીને કહો આંય, કુંવરે વાતજ કીધી. રાજાએ સુણી સરવે લીધી. વાત સાંભળી અચરત થયા પછે રાજાએ બોલજ કહયા; પછે ચાર પુત્રને બોલાવી કરી; ચતુરાઇ ભલી તહાં તમે કરી ન આપત ફુલ તો ઘાતજ થત; પછી તારે ઘસવા પડત હાથ.

દોહરો—હવે વચન કુંવરનાં સુણી અચરત પામ્યાં મન ધન તારી બુધને; વળી પરમેશ્વર પ્રસન્ન. નામ વધાર્યું પુર વીશે; ઓશીંગણ હું થાઉં આજ; દુઃખ વેઠયું કામ ઉપરે ફુલ લાવ્યો મુજ કાજ શાબાશ શાબાશ કહે સહુ વરણ અઢારે લોક માગી રજાયે પરવર્યા સમીયા સહુનાં શોક. પછે જલદ રાજા બોલીયો; પુત્રની સાથે વચન. સીરટસ્તાન આવો તમો; તો હરખે મારૂં મન, રાજપાટ આપું તને વેથી રહેશે મુજ નામ; માટે સાથે આવો તમો; એમ બોલ્યો તેઠામ ત્યારે રાજકુંવરે વીનતી કરી એમ કેમ થાએ કાજ, તેમ છતાં અમે બેશીએ. તો થાય કુળને લાજ, નાત મળવાને આવશું, ને રહેશું આણે ઠામ; એમ કહીને ચરણે નમ્યો, પોતાની મુકી માય; જલદ રીઝાયો અતી ઘણું, પુત્રના સુણી વચન; રજા માગીને પરવર્યો, પુર વીશે ત્યાં રાજન, તીહા નીશાન ગરગડે ગગન વીશે સુર જાય, પુરે વળાવી પરવર્યો; આનંદ અંગ ન માય; રાજપાટ રાજાજી કરે, કુંવર રહયા તે ઠામ, એ વાત રહી એટલે બંકાવળી

કરે વિચાર ચર્ચા તેણે સઘળી જોઇ, લીધો સઘળો પાર ધન ધન છે એ વિરહે, એમ મનમાં કરે વિચાર એવાં પ્રાક્રમ એણે કર્યા. તે કરી ન શકે નીરધાર, મૂળ લોકનું માનવી, ઇંદ્ર સરખો હોય ચતુરાઇનો કોઇ પાર નથી, એની જોટ નથી જુગ કોય, વસ્ત અંગ મારૂ કર્યું એને ઝાલ્યો હાથ; વળી વીટી મારી હરી ગયો ધન ધન એની જાત માટે મર તેને વરૂં. એવો નથી સંસાર; એમ વિચારી મન વિશે; કાગળ લખ્યો તે ઠાર; વીટીં રાજકુંવર તણી ઘાલી ગયો હતો જે વાર; બંને વાના મોકલ્યાં, સંગે પરૂ પરી સાથ; આ આણી આવો તમો; રાજકુંવર છે જહાંહી; પ્રતી ઉતર લખાવી કરી. આવજો હું છું આંહી.

ચોપાઇ—એમ કહી ચાલી તેણી વાર જ્યાં પોતાનો હતો ઠરાવ જીવ રહયો રાજાની પાસ: ક્યારે પોચશે મનની આશ દાસીને સોંપી ગઇ કામ, તે તો ગઇ રાજાને ધામ, વીંટી કાગળ આપ્યા તહી, એકાંત જોગ બેઠા તે સહી અચરજ પામ્યો મન મોઝાર, વીંટી દીઠી પોતાની તે વાર; ત્યારે ગુલબંકાવળી સાંભળી તહી. તેના કરમાં ઘાલીતી લઇ; નખ શીખથી હરખ્યું અંગ; મોહ પામ્યો થયા આનંદ. વીંટી જોઇને વ્યાકુળ થયો, તે વીનતાને બોલજ કહયો; કોણેજ મોકલી તુજને નાર, ક્યાંથી કાગળ લાવી આ ઠાર ત્યારે તેણે જોડયા હાથ; પ્રતી ઉતર કર્યા તે સાથ; ગુલબંકાવળી પરીનું નામ, તેણે મોકલી આણે ઠામ; વીંટી નીશાની તમો લીજીએ; આ કાગળના ઉતર દીજીયે; એવાં વચન વીનતાનાં સુણી ખુશાલી વાધી મનમાં ઘણી કાગળ લઇ રેદીઆણું ધરી, વાંચવા માંડ્યો હેતજ કરી

દોહરો—પ્રતી ઉતર પાછો લખ્યો; તે સઘળી સાચી વાત લીધું ફુલ તળાવથી; જોયો બાગ સાક્ષાત, સાતમે મહેલ હું ચઢયો;

ત્યાં દીઠી તમને નાર, પગથી તે શીખા સુધી; શોભા જોઇ અપાર નીંદ્રાવશ હું વારૂંણી મેં નીરખી તારી કાય, મોહ બાણુ વાગ્યું સહી; મારા રૂદીયા માંય, આશકનું ચાલે નહિ, હાસ્ય કર્યું લગાર દિલ નહિ રાજી એહનું તે મારી નખાવે ઠાર. કદાપી યુદ્ધ શું કરીજીએ ખપશે તન મન, ધન નમી ચિત તમ આગળ ધરે તે મન પ્રસંન આકામ મેં નિશ્ચયે કર્યું. વીંટી બદલી તે ઠામ; પુરૂ કરીને હું ગયો ધાર્યું મેં જે કામ, જો માસુક રીઝશો મનમાં; તો કરશે ભેદ અપાર જમીન ફોડીને પરવરે; તે નવ ડરે લગાર, એ વખત ત્યાં આવીયો ધણી ચતુરાઇનું કામ હવે એ સહેલું નથી; મુશ્કેલ છે આ કામ કૃપા દષ્ટિ થશે તેમ તણી લખાત પદાર્થ હોય, તો મળશું એકઠાં તે કહી નહિ કોય, એમ લખીને પત્ર આપીયો પત્ર ધરીને હાથ ગગન તે ઉડી ગઇ, ચાલી પોતાની સાથ, પછી બંકાવલી કને ગઇ. ચરણે નમાયું શીશ, કોમળ મુખ આગળ ધર્યો તે વેળા દે દીશ પ્રસન્ન થઇ મનમાં ઘણી ઉમેદ વાપી મન, ઉકેલાને વાંચીયો હરખે ધરીને તે દન. પ્રતિઉત્તર વાંચી કરો. પ્રસન થઈ ઘણી નાર, ધન્ય એ પુરૂષની ચાતુરી. ધન ધન મુજ અવતાર. તે નરને તેડું અહીં બત્રીસ લક્ષણુ જોડ, પરણીને થાઉં પ્રેમદા તો પહોંચે મનમાં કોડ, આશકનું ચાલે નહીં માશુક આગળ લગાર, માટે વીંટી મુકી ગયો ધન ધન રાજકુંમાર હવે તેડાવું તે નરને, રશીક રૂપાળું મુખ, હવે જોયું એનું પારખું, તેડીને ભોગવીશ સુખ.

ચોપાઇ—એવું મન વિચારી કરી, સાહેલી સાથે વાણી ઓચરી, અબોલાને લાવો અહીં તેથો કામ થવાનું સહી સુણી વચન ગઇ તે દાસી આવી, અબોલા કેરી પાસ મુખ થકી તેણે વાણી કહી ગુલબંકાવળી તેડે છે તહીં. માટે ચાલો મારી સાથ, એવી મુખથી કહી વાત, અબોલા ધ્રુજવા લાગી મન. કંઇ આવ્યું

શીર નિષન. મનમાં હિંમત તેણે ધરી, આવી સાહેલી સાથે પરવરી ગઇ બાગમા વિનતા પાસ. એક અબોલાને બીજી દાસ રૂદન કરતી દીઠી નાર મુખ ઊતરી ગયું તે વાર શું દુખ તમને થયું માત મુજને કહોને સાચી વાત જે ફરમાવશો તે કીજીએ હુકમ તમારો શીર લીજીએ. શી વાતનું તમને છે દુઃખ વિસ્તારી કહોને મુખ ત્યારે બંકાવળીએ વાણી ઓચ્ચારી મેં તુજને દુખીયારી કરી રૂવે રૂવેથી બળુ છું અમો તે તો સળગાવી છે તમો જમાત કરીને રાખીયો પાસ, તે નરને લઇ આવો અવાસ તનમન તે છે મારા પ્રાણ, તેણે વીજોગે દુખીયારી જાણું તે નરની મુજને વહની થઈ એમ બંકાવળી બોલી તહીં. હું ભોગવુ તે નરની કાય. ત્યારે હઇડું શીતળ થાય. તેથી જાય સઘળું દુખ. શું વિસ્તારીને કહીએ મુખ દુખ તજો તમે, મનથી તાજ, લાવુ ચાર ઘડીમાં રાજ. એવું કહી અબોલા ગઈ, મન વેગે, જઈ ઉભી રહી વાયુ રૂપ તેની શી વાસ જઇ કરી તે ઉભી તે ઠાર. રાજકુંવરનું હરખયું મન ચરણે નમી બોલ્યા વચન, માતાજી પધારયાં તમો પ્રસન્ન ઘણા થયા છીએ અમો, ત્યારે હશી અબોલા બોલી વાણ, ખુશાલી લાવો ચતુર સુજાણ પૂર્વ જન્મનું તમારૂં પુન્ય બંકાવળી તુજ ઉપર થઇ પ્રસન્ય તન મનથી ભજે તે તને, તેડવા કારણ મોકલી છે મુને. નેવના પાણી મોભે જશે. તે વિનતા તો તારી થશે રાજકુંવર તો થયો રળીયાત. એ તુજ પ્રતાપે મારી માત, ગગન મારગે ચાલી ગઇ ત્યાં તો વાત એક વિપરિત થઇ, તેની માતનું જાણ્યું તે મળવાને આવી નહી".

દોહરો—પુત્રી પાસે તે જઇ કરી બોલી મુખથી વાણ. ઘણા દિવસે તું દીકરી, ક્યાંથી આવી જાણ સુનો બાગ તમારો થયો, મેં સાંભળી એવી વાત, તે કારણ આવી અહિં સાચી કહોને વાત. ક્યાં ગઈતી તું દીકરી, મુકીને આ ઠામ, લાંછન લાગે કુળને. તે

કીધું એવું કામ. મૃત્યલોકનું માનવી, તે ઉપર થઇ રહીયાત. હું થઇ વસ્તુમાં તરૂણી મેં એવી સાંભળી વાત કુળને કલંક લગાડવા તું અવતરી સાર પેટ, ધિક અવતાર તે તાહરો માહારે જણુતર છઠયું વેઠ, આ પણ અપસરા ઇંદ્રની ગંધર્વ લોક અવતાર, માનવ કશા લેખામાં નહિ, તે નવ કર્યો વિચાર કઠણ વચન ઘણાં કહ્યાં તેં સરવે સાંભળ્યાં કાન, હું તો કાંઇ નથી જાણતી કોઇ પુરૂષની વાણ. પછે મુખથી ઓચરી. માતાને દઈ માન, જુઠું આળ મુકો મને તો હું તજીશ મારો પ્રાણ, જીવને કરાર હતો નહી, નવ ગમ્યું આ ઠાર, રમવા કારણ પરવરી, સાહેલી સાથે બહાર, જુઠુ તોહમત મુકો મને એમ કહી ભર્યાં લોચન, સંદેહ ભાગ્યો મન તણો હરખી પોતે મન. એમ કરતાં નિશા પડી રહી તે પુત્રી પાસ અબોલા આવી તે સમે તેની પાસે તેડી દાસ, મુખ થકી તેને કહ્યું લાવી રાજકુમાર, અરજ કરો જઇ મારી એમ કહેવરાવ્યું તે ઠાર ત્યારે સાનમાં સમજાવી, કરી આગ્યો મન ગાન્યો આ દાર, બંકવળીએ ઇશારત કરી ઉતાર્યો બાગ મોઝાર. સારી જગ્યા એ બાગમાં તેની શોભા કહી નવ જાય તીહાં. મુકામ આપ્યો રાયને અબોલા થઇ વિદાય એમ કરતાં રજની પહોર થઇ, સુતી તેની માત, બંકાવળી ઉઠી પછે આનંદ અંગ ન માય.

ચોપાઇ—ઉમેદ વાધો અપરંપાર સજ્યો તેણુ સોળ શણગાર દીવ્ય વસ્ત્ર અંગ ઉપર ધરી. મદભરી ચાલી સુંદરી તેના રૂપને કોણુજ કળે. જાણે જોતાં સુરજમાં, ભળે, રાજકુંવર બેઠો છે જયાંય રમઝમ કરતી આવી ત્યાંય દ્રષ્ટે દ્રષ્ટી મળી જેટલે કુંવર મોહ પામ્યો તેટલે વાગ્યાં મોહના બાણ, પડયા પૃથ્વીવશ થઇને પ્રાણ બંકાવળી ત્યાં અચરજ થઇ નારી પછી શુદ્ધ ના રહી ખોળામાં લીધો તે વાર, જાણે ઇંદ્ર તણો અવતાર જોતામાં તે અચરજ થઇ તે નારની શુદ્ધિ ના રહી, દુખ સ્હધળું ગયું. વિહવળ મન પોતાનું

ચડ્યું ઓળખવા ગઇ તેને જેટલે. વિનતા મરણે નમી તેટલે દ્રષ્ટે દ્રષ્ટી આવ્યો અન્ય મળી. ગયાં ચિત્ત બન્નેનાં ગળી. કહે બંકાવળી હસીને વચન, સાંભળો ગન્ધર્વશીના તન ભલે પધાર્યા આણે ઠામ. હવે માન્યું છે મારૂં મન. વીંટી મારી બદલી સહી. તે દીવસની નિદ્રા નહિ અયોધ્યાને મોકલી અમો. તે શોધીને લાવી તમો. મારા હૈડા કેરા હાર, પરમેશ્વરથી અલક આ ઠારઃ ગાંધર્વ વિવાહ કર્યો તે વાર પ્રેમ છુટયાં ન લાગી વાર; તહિં એક એકનું મન ગયું છે મળી; પોહોચી બેઉના મનની રળી, ભોગવીલાલસ કરે નરનાર; સુખ પામ્યા બન્ને ઠાર; સુખશય્યા ઉપર સુતાં બેઉ સાથ; એક એકની ભીડી ભુજ બાથ નિદ્રાવશ કાયા બેઉની થઇ; તન તણી શુદ્ધ નવ રહી; મધ નિશા થઇ છે રાત; જાગી ઉઠી તેની માત, પુષ્પ બાગથી નીકળી બહાર; આવી સુતા જ્યાં નરને નાર; દ્રષ્ટે જોયું સુતાં નરને નાર; કલેજું દાઝયું અપરંપાર; પછી મન વિચારી કરી ત્યાં શું કરે છે સુંદરી,

દોહરો—દ્રષ્ટે દીઠા માનની; સુતા પુત્રીની સંગ દ્રષ્ટે દેખી વધ ચડે, જ્વાળા લાગી અંગ; ઝાલી પગને ખેંચાયો; ઉરાડી દીધો આકાશ; જાણે ગોફણ ફેરવ્યો; તે રીતે તે ઠાર; બંકાવળાને ઝાલી તહિં આપ્યો તમાચા દશ વીશ; લઇ ચાલી પોતાના શહેરમાં, સ્વર્ગપુરી તે દીશ; ગાંધર્વ નામે પીતા સહી, પોતાનો ભરથાર, હકીકત માંડી કહી પુત્રીની તેણીવાર; ક્રોધ કર્યો કાયા વિષે, કેદ કરી તે ઠામ; કેદમાં રાખી કામની; પણ નરનું નવ મુકે નામ; ઘડી પલક ના વીસરે ઝુરે રાત ને દીન; અન્ન જળને નિંદ્રા તજી; કરે ઘણું કલ્પાંત હોલે દિલ ઠેરું થયું; તણ્યાં જળમાં સુખ, રાજકુંવર નવ વિસરે; લેહે લાગી તે સુખ સોળે શણગાર તેણે તજ્યા; વિલાપ કરે અપાર; બેહોશ થઇ આવી

ઉપડી; વળી મુખે કરે પોકાર; દાસીએ જાહેર કરી; તેના દુઃખની વાત; તે તરના વિજોગથી કરે છે દેહની ઘાત; ખાનપાન સરવે તજી રૂદન કરે છે અપાર. ત્યારે માત પિતા ઘણું કોપીયા. બેડી જડી પગ મોઝાર. ગળામાં તો ઘાલ્યું વળી. બાંધી થંભ સુજાણ; કુળને કલંક લગાડીયું. ધિક ધિક જીવતર નિર્વાણુ ધિક્કાર પડયો તુજ રૂપને આ તુરી તારી ધિક તેં તો કુળ મુજ બોળીયું હે પાપણી આ ઠાર; નફ્ફટ થઇ નથી લાજતી; હજુ તે પતિનો ખ્યાલ હતો ભાગી નવ ફરૂં આણીશ તારો કાળ. ડહાપણુ રૂપને ચાતુરી; તેમાં ઉઠી આગ કેમ ન મુઇ તું દીકરી; લજાવ્યું મારૂં કુળ, એમ કહીને કેદ કરી મુજ જીવતર કરીયું ધુળ,

ચોપાઇ—ક્રોધ કરી ફેંકયો તે વાર. જાણે ગોફણુ ફેરવી તેણી વાર, સમુદર મધે પડીયો જઇ ગયો ત્રણુ જોજન ત્યાંથી સહી, પ્રભુની માયા અપરંપાર, બચાવી લીધો તેણીવાર. આવરદાની દોરી લાંબી સહી, તે કોઇથી તોડયે નહી, સમુદરે છોળ મારી તે ઠાર. કહાડી નાંખ્યો જળથી બહાર, સવા પોહોરે થયો સાવધાન, આંખ ઉઘાડી જોયું તે ઠામ જુએ ત્યાં દરીયાના નીર. એક તરફ ઝાડી ગંભીર, વિચાર્યું પોતાના મન, લખીત વાત થઇ તે દન. હવે આશા લાગ્યા તણી. નથી. એમ વિચાર્યું મનમાં કથી કરમે કીધુ ભોગવશે દેહ એ વાતમાં નહી સંદેહ એમ મનમાં વિચારજ કરી ત્યાંથી ચાલ્યો હિમત ધરી, એક કોશ ગયો જેટલે વાડી એક દીઠી તેટલે ઘણી ખુશાલી મનમાં થઇ. અમૃત ફળ દીઠાં તહી; એમ વીચારો પેઠો તે મહી અચરજ સરખું દીઠું તહિ જાણે માણુસ કેરા શીષ એવા ફળ દીઠાં તે દિશ હસવા લાગ્યો અપરંપાર. તુટી પડયા ધરતી મોઝર. વજરથી કઠણુ કીધું મન, હીમત રાખીને રાજન. મારી ઠોકરને ચાલ્યો જાય. હીંમત

રાખી મનડા માંહ વળી કોશ એક મુકી જાય. ત્યાં દીઠો છે બીજો બાગ, ધડા જેવડાં દીઠાં અનાર, તેની શોભાનો નહિ પાર, ફળ મધે અનારનાં ઝાડ, બીજી ઝકાડી ભાર અઢાર રાજકુંવરનું હરખ્યું મન એક ફળ તોડયું ને દોન ચીર્યું ફળ ત્યાં તેણી વાર નીકળ્યાં જનાવર અપરંપાર, ઉડવાને લાગ્યાં ચોપાસ, તહાં શોભા તણો આભાસ. એવા તણો કાંઇ પારજ નથી, ફુલે ફુલ શું કહું કથી. શીતળ નીળ સરોવર સાર અમૃત સરખું દીઠું તે વાર, આસપાસ દરિયાનાં નીર, તે મધે રચના દીઠી તેતિર, પીધુ નીર ફળ ખાધાં લઇ પછે મનથી વિચાર્યું તહી.

દોહરો—ફળને જગ મળ્યા સહી, સુખ પામ્યો તે રાય કુદરત તણો ખેલ દીઠો સહી, અકળીત કળ્યો ન જાય, ચારે દાશાએ તણી નત્ર જવાનો ઠાર. કયારે વસ્તી દેખશું કયારે આવશે દુખનો પાર વહાણુ તણો રસ્તો નથી એ અલૌકીક તે ઠાર. માટે હીંમત ન હારવી, એમ મન કીધો વિચાર, જ્યાં કાષ્ટ પડયાં છે અતિ ઘણાં ત્રાપો બાંધ્યો ત્યાંય મુકયો સમુદરમાં તેહને, જેમ હરી કરે તેમ થાય એક વાર મરવું સહિ; લખીત હશે તે થાય. આવરદા હશે સહી, તો તો પામીશું પાર એમ કહી બેઠો સહી. અંદેશો કરતો જાય. તે તે કાળમાં જઇ પડયો, ત્રાપો તેણીવાર. મડાગાંઠ જઇ વળગી પડયો આયો તે અરણુવ ઠાર, દરીઆએ છોળ મારી કરી કહાડી નાખ્યો પેલે પાર. રેત ઉપર ઠરીઓ જઇ, કુંવર તે તેણે ઠાર, શાંત થઇને ચાલીયો. હીંમત રાખી તે વાર નીશા પડી તેને સમે, ભયાનક વનમોઝાર, વાઘ વરૂ તણા ઘણાં તહીં, શબ્દ કરે ચોપાસ; ઘણી ઝાડી વીકટ વળી અનેક જનાવરનો વાસ તે ઠામે ધીરજ નવ રહી, ધ્રુજવા લાગ્યાં હાડ; ચતુરે કીધી ચાતુરી, ચડી બેઠો એક ઝાડ નીશા એમ

થયું અજવાળું ઉદ્યોત; જાણે દિવસ ઉગીયો, ભાનું ફરી જોત રાય તો અચરત પામીયો, એટલે દીઠો એક નાગ તેને માથે મણી સહી ઉજેમ ગયો તે જાગ. એક ઝાડ હેઠળ આવી ઠર્યો, મુક્યો મણી તે ઠાર, પછે ચારો કરવા પરહર્યો, મછના કરતો આહાર.

ચોપાઇ—મછ તણો કીધો આહાર, નાગ તૃપ્ત થયો તે વાર પાછો ફરીને આવ્યો સહી જ્યાં મણી મુક્યું તું તહી પાછું ચઢાવી લીધું શીશ, સજી કામ ચાલ્યો તે દીશ મણીના તેજથી મછ નાશી જાય, માટે મણી મુકીને જાય; રાજકુંવરે જોયો તે ખ્યાલ એમ કરતાં થયા પ્રાતઃકાળ કંદમુળનો કીધો આહાર. પાછો ચઢી બેઠો તે ઠાર, કાદવનો એક પીડો કરી. જઈ બેઠો તે ઝાડે ચડી વીત્યો દીનને રજની પડી, આવી નાગ પહોંચ્યો તે ઘડી મધ્યનિશાની વેળા થઇ તે સમે નાગ આવ્યો તહીં જાણે સુરજ થયો પ્રકાસ આવ્યા નીશ્ચે વૃક્ષની પાસ મુકયો મણી નવ લાગી વાર, ચાલ્યો મછનો કરવા આહાર. દરીયા કાંઠે પહોંચ્યો જેટલે, ઉપરથી કાદવ નાખ્યો તેટલે મણી હતું તે ઢંકાઇ ગયું, અંધકાર તે વેળા થયું. ગતી ભંગ તે નાગની થઇ, પડી કાળ શુદ્ધિ નવ રહી. આંખે અંધ થયો તે વાર, મણી વિના ન સુજે લગાર. પછાડા મારે ક્રોધજ કરી, ગયા પ્રાણ તેના નીસરી, એમ કરતાં તે રજની ગઇ, નાગ પાછો તો આવ્યો નહી. રાજકુંવરે કર્યો વિચાર હેઠો ઉતર્યો તેણી વાર મૃતિકા ખણીને કહાડયું મણી તેહ તણી શોભા છે ઘણી તન કરીને બાંધી લીધી ત્યાંથી પંથ કર્યો પછી શીઘ કાલ એક તો ચાલ્યો વહી, નાગ મુવો દીઠો છે અહી. ગુણ ઓશીગણ તેનો થાઉ, એને દાગ દઇને જાઉ. એમ વિચાર્યું તેણે ઠાર, ઘાસ તણો કીધો અંગાર તેમાં તેણે ધરીયો નાગ રાજકુંવર કીધો દાગ. ત્યાર પછી તે ચાલ્યો વીર, મન મધે બહુ રાખી ધીર.

એક તરફ ઝાડી ગંભીર. એક તરફ દરીયાનું નીર પહાડ પર્વત ઘણી ગુફાય જાય જળ ઘણી છે ત્યાંય તે મધે ઉતરે ને ચડે મ- રણ થકી તે તો નવ ડરે, અજગર દેતા મોટી ફાળ જાણે આવી પહોચ્યા-કાળ, એ ભયાનક વન તે જાણ કાયર નર તે છોડે પ્રાણ તે પંથે ચાલ્યો જાય વજર કલેજું કરીને રાય.

દોહરો—નિશા પડી તેને સમે. હીમત નવ રહી મન, વિ- શ્રામ કર્યો જઈ ઝાડપર તેણે સમે રાજન તે ઉપર માળો હતો એક મેનાનો સાર બચ્ચા ચાર છે તેમાં પ્રપંચી મેના નાર તે જનાવર નથી જાણતા ઉપર છે માનવી જન ઘડી એક રજની ગઇ ત્યારે બચ્ચા બોલ્યા વચન માતાજી કહો કાંઇ વાત વાર્તા કરોની આજ હવે અમે મોટાં થયાં જાશું ચરવા કાજ આ જંગ લની વાર્તા માંડીને કહો માત કંઇ દિશાએ જઇએ અમો ચરવા કીરણ મોત એવાં મન પુત્રના સુણી મનમાં થઇ રંગીયાત પ્રસન્ન થઇ તે ઓચરી પુત્રની સાથે વાત ઉતર દીશા ભણી પહાડ છે અહીંથી એક જોજન હીરા તણો એ છે સહુ સાંભળ તુ મુજ તન તેની પાસે એક ઝાડ છે તેના ગુણનો નહી પાર તમ આગળ તો કહુ ઝાડ તણો ગુણ સાર સાંભળ સુત હેતે કરી માંડીને કહું આંય પ્રથમ ગુણ કહું પાંદડા તણો વાગ્યા હોય શરીરે ઘાવ પાંદડું તે ઉપર મુકતાં રૂઝાઇ જાય, ફળ બાંધે કમરને વીસે તે ઉડે ગગન મોઝાર સૌ જોજન જાયે સહી એક પલકમાં નીર્વાણ ડાળી તણી જો લાકડી મારે વજરની માંય કકડા થઇ અવની પડે તે વેળા તે ત્યાંય છાલતણી ટોપી કરે ધરે શીર આણી નેક સ્વર્ગ મૃત્યુને પાતાળ ફરે પણ કોઇ નવ દેખે દેહ એવા ગુણ છે ઝાડના સાંભળ મારા બાળ પણ ત્યાં કોઇ જઇ શકતું નથી ત્યાં રણ છે વિકરાળ ત્યાં રહીને જો તે કરે ઝાડ પહાડની જાણ પશુ પક્ષી કે માનવી જાય તેના લે પ્રાણ.

ચોપાઇ—માટે પુત્ર જશો તમે નહિ એવી મેનાએ વાણી કહી બાકી ગમે ત્યાં ફરજો તમો સાચી વાત કહું છું અમો એવા વચન મેનાના સુણી વળી બચ્ચાએ વાણી ભણી નવ જોઇએ આપણુને ગરથ, નથી ઝાડ તણો કોઇ અરથ, જે જાય તે જીવે નહી સર્પ તેને કહે તહીં સર્પને જીતનાર, માનવ જો આવે તે ઠાર. ઝાડ પહાડને વળો ઠામ; સિદ્ધ કરે પોતાના કામ; એક એકના મા- ચાનાં સહી. પરમેશ્વરે ઘડયા હશે તહિં. પરમેશ્વરે રચના કરી; નૌતમ વસ્તુ પૃથ્વીપર ધરી, તે સઉ માનવી કેરા કાજ; એ વાતમાં શો સંદેહ આજ. કોઇ બત્રીસ લક્ષણો હશે તે જશે, અહંકાર નાગ તણો ભાગશે; આપણુને તેનું નથી કાંઇ કામ. સ્હેજ વાત પુછું આ ઠામ ત્યારે વળી બોલી મેના વાત, સાચી કહું છું માનો સાક્ષાત, કોઇ માનવી આવશે આ ઠાર. બત્રીસ લક્ષણો આ વાર હીમત રાખી જશે એ ઠામ. તો તો થાશે તેનું કામ એક ઉપાયથી જીતે નાગ છે તમ આગળ કહું છું આજ. તે પહાડ નીચે કોતર સહી. એક રૂષીતપ કરે છે તહી; તેની જઇને સ્તુતી કરે, ત્યારે રૂષી વાણી ઓચરે. મસ્તક ઉપર હાથ મુકે જેટલે, કામ તેનું સિધ થાય તેટલે. એવી વાત મેનાએ કરી રાજકુંવરને મનમાં ધરી વીતી રાત ને ઉગીયો દન; રાજકુંવરનું હરખ્યું મન; તે પહાડ જઇને જોઉં મારા મનનો સંદેહ ખોઉ પોત પોતાનું મુઠી- માં લઇ, ઉત્તર દીસા ભણી ચાલ્યો વહી દુરથી પહાડ દીઠો જેટલે, નિસ્ચે વાત થઈ તેટલે એક વાર મરવું છે સહી, પાછું પગલું ભરવું નહી, એવી મનમાં રાખી ધીર:ઉડાણુમાં ઉતરીઓ વીર; પોતે મનમાં કર્યો વિચાર હું કયાં આવ્યો છું આણે ઠાર.

દોહરો—આ જગ્યા ઉપર લાવીયા; લખીયા લેખ કીરતાર અન્ન જળ મળે નહી કરતા શ્રીજુગદાધાર જનમ બધો ભમતાં ગયો વન વગડાની માંય; દરી દામ બેઠો નહીં; ધિક પડયો મુજ

કાય એ રચના પણ જોવી સહી,અદભુત સરખી વાત; મેનાની વાત સાચી પડી; ભાગી મનની ભ્રાંત એવું મન ધરી ફરી, પાસ ગયો તે વીર; ઘણા વૃદ્ધ રૂષીને જાઈને;ચરણે નાગ્યું શીશ સ્તુતી ત્યાં કીધી ઘણી તશસવા લાગ્યો પાય ત્રણ દીવસે રૂષી જાગીયા; સમાધી ઉતરી ત્યાંય; આંખ ઉઘાડી જોયું સહી, ત્યાં દીઠો માનવ જન; રાજકુંવર ચરણે નમ્યો; સ્તુતી કરી તે દીન કરજોડી ઉભો રહયો ત્યારે બોલ્યા રૂષીરાય. કામ તમારૂં નિશ્ચે થશે, એમ કહીને રહ્યા તે ઠાર તે પહાડ ઉપર ચડયો સહી; હિંમત રાખીને મન; જોતાં જોતાં ચાલીયો ધીરજ ધરી રાજન દીઠી રચના તે પહાડની;હીરા જાત અપાર.ચડયો છેક ઉપરલગી ત્યાં દીઠું તળાવને ઝાડ નીશાની સાચી મળી; સઘળી તેણે ઠાર;પાંદડાંને ફૂળ ખાધાં તહીં, ક્ષણુયે ન લાગી વાર. નજીક જાઈ પહોંચ્યા તહીં દીઠા નાગ વિકાળ દીઠો માનવી તેણે નહીં, રાજકુંવર તે વાર ઝાડ ઉપર ચડયો સહી; ફળ ખાધાં તેનાં સાર મેનાનાં વચન સાચાં મળ્યાં સંદેહ નથી લગાર છાલ કહાડી ટોપી કરી; તે ધરી પોતાને શીર. ભાગી લીધી એક જેષ્ટીકા, પછી તજ્યો ઠામ તે દીશ.

ચોપાઇ—મન મધે કર્યો વિચાર; નાગ મણી મુજ પાસે સાર કોઇ મળશે તો લેશે તહીં એનું રાખ્યું જતને અહીં ચીરી જાંગ નવ લાગી વાર તે મધે ઘાલું તે તે ઠાર, ઉપર પાંદડું મુકયું લઇ હસ્ત ઘા રૂઝયો તહી. પ્રસન્ન થયો પોતાને મન વળી આગળ ચાલ્યો રાજન પહોડો ગુણ ટોપીમાં સહી; કોઇ દ્રષ્ટીએ દેખે નહીં. નીરભય થયો પોતાને મન, જોતાં ચાલ્યો વન; અમુલખ વસ્તુ આવી મુજ પાસ, તેથી મન થયું ઊલાસ લખાયા લેખ ટળવાના નથી. ભવિષ્ય વાત સાચી સર્વથી; તે કોઇથી ટળ્યા નવ જાય, એમ મન વીચારે રાય પહાડ સુધી ચાલ્યો જેટલે, એક ઊત્તમ વાત થઇ તેટલે દીઠું

એક તળાવ રસાળ, આરસ પાણુની ફરતી પાળ ઘણું નિર્મળ છે તેનું નીર, આસપાસ શોભે તે તીર, તેમાં મેવા તે અપાર; તૃપ્ત થયો ઠાર ચાર ઘડી બેઠા તે રાજન. બેઠા બેઠા તે વીચારે મન વૃદ્ધ થઇ છે મારી કાય. વળી જળમાં નહાવું આંય, એવો મનમાં કર્યો વીચાર મુકયો સામાન તેણી વાર તે મધે તે પડીયો જઇ અચરજ વાત એક એવી થઇ, ડુબકી મારી તેણે જેટલે નર ફિટી નારી થઇ તેટલે ધન પરમેશ્વર તારી ગતી તેનો પાર ન પામે રતિ; તેં શું કર્મ કર્યું કિરતાર, નર ટાળીને કીધા નાર, અવતાર મારો મિથ્યા થયો, સર્વ મનોરથ મનમાં રહયો; નવ પહોંચી મુજ મનની આશ, છેક થઇ બેઠા નિરાશ: ધિક ધિક મુજ પાપી પ્રાણ શું બેઠો છે ઘટ માંહે જાણુ હવે જીવવું તે ધિક્કાર, નિકળ પ્રાણ તું આણીવાર, હિમત હારીને રાજન છાતી ફાટને કરે રૂદન એક જક્ષે સાંભળ્યું તે સાર, તે આવીને શું કરે વિચાર, તે સંભળાવું આણી વાર સાંભળજો તમે આ ઠામ.

દોહરો—જક્ષ ધસી આવીયો, શબ્દ સુણી તે ઠાર, રૂપવંતી દીઠી તે કામની શોભા અપરંપાર મુખ કમળ સરીખડું ભમર ધનુષ કમાન, ઉદર અતીશે ઓપતુ વસે તરંગી સમાન ઘણી કોમળ તે કામની, ઊરવશીની જોડ દ્રષ્ટે દીઠી કામની, પહોચ્યા મનના કોડ પાસે જઇને ઉભો રહયો, મુખ બોલ્યો વાણ, કરે રૂદન, સાચી વાત મુખથી કહો તજ્યા સહોદર જન. ચતુરાઇ મનમાં ધરી, ફેરવી વાત તે ઠાર, તુજ ખોળે તો શીશ છે. તારે ગમે તો માર ત્યારે જક્ષ ઘણું હરખીઓ, છાંટયું નીર તે ઠાર. મંત્રી કરીને આપ્યું ફરી રૂપ થયું તે વાર.

ચોપાઇ—જળ પ્રવેશ થયો જેટલે. હાથી સરૂપ થયું તે-ટલે, નારી હતી તે થઇ નરની કાટ, રૂસનાઇ રૂપ થઇ તત્કાળ વાંકુ મુખ નાશિકા વિકાળ. દાંત મોટા દીસે વીશાળ એવી દેહ

તે જળાથી થઇ પ્રભુની માયાનો પારજ નહી. જળથી કહાડી નાંખ્યો બહાર, અફસોસ ધરી બેઠો તે વાર; મોત તો કંઇ આવ્યું નહી, કદરૂપ કાજળથી કાળી થઈ વળી સબુરી રાખી અપાર, નારી ફીટી નર થયો તે ઠાર; એ ખુશાલી મોટી થઇ, વળી આગળ તે ચાલ્યો વહી. જોજન એક ગયો જેટલે, નારી એક મળી તેટલે રુધે રંગીલી રૂશનાઇ. મેશ કરતાં શોભે સવાઇ દુર્ગંધ ઉડે છે દુરથી જાણુ મોટું મોહો દીસે નીર્વાણ; સીસોળીયા સરખા ને વાળ એવા દીઠા તે નારીના હાલ. કરક કોલ સ્વરૂપ. અચરત પામ્યો દેખી ભુપ; પાસે આવીને ઉભી રહી મુખ થકી તેણે વાણી કહી. ઘણા દીવસ થયા સોધું તને ક્યાં ગયા હતા ચિંતા થઇ મને એવું કહી પછી બોલી તહાં; રાજ કુંવર ત્યાં તે સહી.

દોહરો—મન વિચાર કર્યો નહિ. કેમ રહેશે આ નાર. પુત્રને મુક્યા પરહરી, તજી પછી તારૂણી નાર. તેની દયા આવી નહી તજી ગયો તે ઠાર, કામ કરવું ઘટે નહી, ઝાલ્યા લઇને હાથ ચાલો ઘેર ઉતાવળા, વેગે સહુ મુજ સાથ. સુણી વચન દુઃખ પામીઓ, અરે વીધાત્રી માત, ભવિષ્યમાં એ કયું લખ્યું વીપરીત સરખી વાત કોના પુત્ર કોની કામની, વળાવું આશું ફોક. હવે હું છુટીશ કયાં થકી બહુ પેરે આણે શોક, આવી અવસ્થા કરમે લખી શાંશાં કર્યાં હશે પાપ, દુઃખનો પાર નથી આવતો, એ મોટો સંતાપ, વળી સબુરી મનમાં ધરી આગળ ચાલ્યો રાય, લઇ ચાલી તે ત્યાં થકી આનંદ અંગ ન માય, મુકામ મહેલ લઇ ગઇ. ત્યાં બેઠાં બે ચારેક બાળ. પીતા કહીને વળગીયા કરવા લાગ્યા વહાલ, વળની પ્રીત બહુ કરી, સાન કરી આવી પાસ રૂતુદાન આપો મુને પહોંચે મનની આશ વીચાર ઘણો કરવો પડયો, તે વીનતાની સંગ, કબજ પડયો છુટાએ નહી, માટે થયો મન ભંગ ઘણા દીવસ એમ ત્યાં રહી રાય કરમે વળી નાર, જંગલમાં તમો જઇ કરી કાષ્ટ લાવો આ ઠાર, એમ સુની

મન રીઝીયો હવે આવ્યો દુખનો પાર; તે લઇ કુવાડો નીસર્યો પ્રસન્ન થયો તેણીવાર જીવ લઇ ચાલ્યો ત્યાં થકી અઘોર વનમોઝાર; પાછું ફરિ જોતો નથી જેમ જવાય તેમ જાય જોજન દશ નાશી ગયો ત્યાં દીઠો એક બાગ તે મધે વળી પરવર્યો હીંમત રાખી તે બાગ મધ્ય જગાએ ગયો સહી દીઠો કુંડ વળી સાર; શીંગી મજમની પાળ છે. અમરીત સરખુ તેવાર.

ચોપાઈ—નીરભે થઇને વનમાં જાય. એમ પહાડ દીઠો છે ત્યાંય તે ઉપર એક મહેલ છે સહી તેની શોભાનો પારજ નહી; ઉંચો મહેલ નવલોકી વાસ. જાણે શોભા ચંદ્ર પ્રકાશ ચદ્રથો શોભા અપરંપાર ચડયા પહાડ નવ લાગી વાર, મહેલ મધ્યે પડયો જઇ

ઝગેકે કામ જાણે સુરજ શશી; પશુ પંખી કે માનવી નહી રાજકુંવર તો અચરત હોય સઘળે જોઇ વળ્યો સર્વથી કોણ ભોગવનારૂ એમાં નથી સાતમે માળ ચડયો જેટલે શબ્દ એક સુણ્યો તેટલે જાણે વીનતા કરે રૂદન તે સાંભળ્યું પોતે રાજન.

દોહરો—ધીરજ રાખીને પરવર્યોરે તું કોણ આ ઠાર, જોતો જોતો ચાલીયો એક દીઠી ઉત્તમ નાર. પરી આકારે રૂપ છે ઘણું સુકોમળ અંગ; પગમાં બેડી તેહને, કરે રૂદન મનભંગ. તેની પાસે ઉભો રહયો. ટોપી ઉતારી શીશ; વિનતા પ્રત્યે બોલીયો તે વેળા તે દીશ. કોણ તણી તું દીકરી, કોણ તારો ભરથાર; શા કારણ પડી કેદમાં તારી શોભાનો નહી પાર. સુકોમળ કાયા તાહરી, કમળ પુષ્પ પ્રમાણ; કોણ દુસ્મન તને દમે, બોલને સાચી વાણ. એવાં વચન શ્રવણે સુણી, લજ્યા પામી મન; ઘુંઘટ તાણી તે ઘડી બોલી મુખથી વચન.

ચોપાઇ—એવાં વિનતાનાં સુણી વચન, દીલગીર થયું રાજાનું મન; બંકાવળીનું સાંભળી દુ:ખ ઉતરી ગયું તે વેળા મુખ આંખે આંસુ આવ્યા તહી હકીકત કહુ પોતાની કહી.

દોહરો—બાંધી તરવાર એક ત્યાં થકી, સાથે અપ્સરા લીધ બન્ને જણુ સાથે નીસર્યા મહેલ થકી તે બહાર કોશ એક ચાલ્યે ત્યાં થકી શબ્દ થયો એમ પહાડ; જાણે ગર્જના મેઘની કંપથી મૃત્યુ લોકના માનવી, રાઉ શ્રી પ્રતીપાળ મરતાં લગી આપું નહી; આણીશ તારો કાળ નપરો નીલ નફટ છું નપુશક નર કહેવાય મારે મન તું તેઓ સહી; તું નીશ્ચે માન મનમાંય હસ્તી નાસે જેમ સિંહ થકી; તેમ નાશીશ આણે ઠામ કડકે કડકા હું તુ જોઇશ મારૂ કામ.

ચોપાઇ—ત્યારે દઇતને મન ચડી છે રીસ. ગદા એક લીધી તે દીશ. ઠેરવીને મારી જેટલે રાજાએ ટોપી પહેરી તેટલે ઠામ અગોચર જઇ, એમ ભાર બચાવ્યો સહી, હોશીઆર રાજા તે થયો, ઉતારી ટોપીને સનમુખ ગયો ફુલ બરાબર મારે મન, હોંશી કરી એમ બોલ્યો વચન; તારે ગમે તો માર ઉચકી પહાડ મારે મનતો તરૂ સમાન એવાં વચન તેનાં સુણી રીસ ચઢી રાક્ષસને ઘણી, સંગ એક મારી એક વીકરાળ, સુસવાટો કરતી આવી તે ઠાર જ્યારે ટોપી શીરપર ધરી, પોતે ગુફામાં વેગે કરી વળી વિચાર્યું ત્યાં વાય હીમત રાખી સન્મુખ જાય, વળી મુખથી બોલ્યો તે વાર, બળ હોય, તારૂં તે દેખાડ સુણી વચન ચઢી ઘણી રીશ માર્યો વૃક્ષ એક તેણે દીશ, તે પણ ચુકવી તત્કાળ ત્યાંથી પછી દોડયો તે બાળ પેટ મધે ભટકયો જઇ મારી લાકડી પગમાં સહી, ભાગી ગયા તેના બે પગ; જુદા થઇને રહયા તે જાગ પૃથવી ઉપર પડયો ગતી ભંગ રાજકુંવર બોલ્યો તેની સંગ જેમ લાકડીએ ભાગ્યા પાય તેવું શીષ છેદીશ હું આય. જીવતો આજ મેલવાનો નથી. એ વાત જાણજો સરવથો; મહા પાપી તુને કહીએ આજ, પરસ્ત્રી સાથે શું છે કાજ; રાજકુંવરનાં સુણી વચન. ક્રોધ ચડયો રાક્ષસને મન; મુખથકી કરી પોકાર રાક્ષસી માયા થઇ

તઇયાર, સહસ્ત્ર રાક્ષસ નીકળીયા સહી કાળ સરીખા દીઠા તહી કોઇની હાથીના સરખી સુંડ કોઇની કાયા મોટી પોઢી; કોઇ પર મુખના કહેવાય કોઇ રૂઢમુઢ ઉભા થયા. કોઇ નાસીકા મોટી વિકરાળ પારે બરાડ કકડાવે હાડ એવી માયા રાક્ષસે કરી રાજકુંવરે હિંમત ધરી.

દોહરો—કહાની તલવાર ને દોડીઓ કોઇ નવ દેખે કાય; મારે ઘાવ જે ઉપરે તે કકડે થાય માયા સહુ પ્રાજે કરી પાપીનું છેદયું શીશ. ભોમીનો ભાર ઉતારીઓ, તે વેળા તે દીશ. રાજકુંવર ત્યાંથી ગયો મુરછા આવી તેની કાય; અવની ઉપર જઇ પડયો. બચ્યા આવી ત્યાં દીઠા પરાક્રમ તેહના આનંદ અંગ ન માય ઉપરથી છોડો કહાણીઓ ઢોળવા લાગી વાય હાથ ફેરવ્યો તે ઉપર અમૃત દ્રષ્ટી કરી ત્યાંય; તગત રાજા બેઠો થયો વિનતા લાગી પાય કરજોડી કરી વિનતી તે વેળા તે ઠાર; જીવીતદાન આપ્યું મને રાખી મારા લાજ પાપીને પ્રાજે કરી, સરયું મારૂં કાજ, મારા બોલની કરાવું ખાસડાં રહું ગુજ ચરણુની પાસ. તેઓ ઓશીંગણુ થાઉ નહો. એવી વીનતી કરે ખાસ. મુજથી જે બની આવશે તે કરીશ તમારૂં કામ, બંકાવળીને મેળવી ચાલો મુજ મુકામે, એવાં વચન વનિતાએ કહ્યાં વળી જોડયા બે હાથ વચન પ્રમાણુ મારૂં કરો ચાલો મારી સાથ, એવી વીનંતી નારીએ કરી, ત્યારે માન્યું, મન મારગ ત્યાંથી ચાલીયા હરખ ધરી રાજન, મુકામે પોતે લઇ ગઇ, તે પુરમાં તે નાર, દુઃખીયા લોક દીઠા સહુ, રૂદન કરે છે અપાર માતપીતા કલ્પાંત કરે. શોધ કરે ચોપાસ ખોળવા કારણુ પરવર્યા, એક સહસ્ત્ર પોતાના દાસ કોણે હરી મારી દીકરી શોધી લાવો બાળ શું મુખ લઇને અમો રહું. આશીશ હું મારો કાળ. એમ કલ્પાંત ત્યાં રહ્યું. એવામાં ગઇ તે નાર. સાથે દીઠો માનવી તેની શોભા અપરમપાર માતપિતા ઘણું હર-

પીયા જાણે અંધને આવ્યાં લોચન, ફરીયાશું દાબી દીકરી કર્યાં ગદ્દતી મુજ તન.

ચોપાઇ—પ્રસન્ન થયું પોતાનું મન મુખ થકી બોલી વચન, કોણ હરી ગયું તું તુને. પુત્રી સાચું કહેને મુને. તુજ વીજોગ તજતાં પ્રાણ માતા વિના ઘણું બોલ્યા મુખ વાણ. પુત્રી કહે સુણો માતને તાંત, તમો આગળ કહું છું સાચી વાત; બંકાવળીને હું મળવા ગઇ એક દીવસ હું પાસે રહી, મળી ભેટીને પાછી ફરી, ઘણો હરખ મન માંહે ધરી, ઉડીને મારગ ચાલી જેટલે, રાક્ષસ એક આવ્યો તેટલે, મુજને ઝાલી તેણીવાર લઇ ગયો પોતાને ઠાર. બેડી પહેરાવી મારે પાય. નાંખી કારાગ્રહ કારી માંય; રાત દીવસ હું કરૂં રૂદન દયા ન આવે પાપીને મન. સાત દીવસને સાત રાત, ઘણું વેઠયું મુજ તાત, આ માનવી આવ્યો તે ઠાર, તેના પરાક્રમ તણો નહિ પાર. રૂદન કરતી દીઠી જાણ, આવી કરી મુખ બોલ્યો વાણ, ભગની કહીને બોલ્યો મુખ, કોણે દીધું જે આવું દુઃખ, મને આપ્યું જીવીતદાન ગણી પોતાની ભગની સમાન, એના ગુણનો પારજ નહિ, એની વાત શું કરીએ અહીં, જો ન માનો મારી માત, ઉતર દીશા તરફ એક પહાડ સો જોજન ઇહાંથી ધાર, ત્યાય રાક્ષસ પડયો તે ઠાર, શબ એક પડયા છે ધરણ, તે સરવેને પમાડયા મરણ, તેવાં પુત્રીનાં સુણી વચન, સરવે સભા થઇ પ્રસન્ન. રાજકુંવરને દીધું માન, મુકયાં આગળ ફોફળ પાન, આપ્યાં દીવ્ય વસ્ત્ર શણગાર, આગતાસ્વાગતા કીધી અપાર, મુજ પુત્રીને લાવ્યા તમો, ગુણ ઓશીંગણ થઇશું અમો, અમરા ભાગ્ય તણો નહિ પાર, કયાંથી માણુસ આવે આ ઠાર. બે અપસરા આવી દાસ. રહેવા કારણ તેની પાસ. પુત્રીને કહે તારો બાગ. ત્યાંય રહેવાને આપો જાગ. તુજથી થાય તે કર ચાકરી. જીવત દાન આપ્યું હેતે કરી; આગતાસ્વાગતા એની કરો. જાય ત્યાં એની સાથે પરવરો.

દોહરો—જેવો બાગ ગુલબંકાવળી. તેથી સવાયુ કામ. અદકુ ઓછું એમાં નથી. અચરત પામ્યા તે ઠામ. સાંભળ્યું દુ:ખ પોતે ઘણું ઝુરવા લાગ્યો મન. ઠરી ઠામ તેમાં રહ્યાં. ધીર મન કરી રાજન. અપસરા બે મુખ આગળે સેવા કરે રાતદિન. વિજોગણી વેદનાએ કરી. ઝુરે પોતાને મન. રૂબચ્યા આવી કરી. દિવસમાં બેવાર. અમૃતભોજન મુખ આગળ કરી ધીરજ આપે તે ઠાર. સ્વર્ગપુરીમા કાગળ લખ્યો મુખ આગળ સઘળી વાત. પુત્રી આવી ઘેર આપણી. ચીંતા ન કરશો ભાત; રાક્ષસ એક ત્યાં લઇ ગયો. તેની કહાડી ભાળ. એ રીતે લખી આપીયો કાસદને તત્કાળ. તે કાગળ લઇને ચાલીયો. વયુ રૂપને શી વાર. લઇને પોતે ત્યાં જઈ, સભામાં નીરધાર. કાગળ આપ્યો કરવિશે વાંચયો તેણી વાર, વાંચી ખુશી થયો હરખ્યો મનમોઝાર. રાણીને કહ્યું જઇ; તે પણ થઇ રળીઆત. મળવાને જાવું સહી; એમ બોલી મુખથી વાત; રજા લીધી રાજતણી; મળવા કારણ જોય; બંકાવળીએ વાત સાંભળી ત્યાં મળવા આવી માય; હું પણ સાથે આવું ત્યાં રૂબચ્યાની પાસ ઉદાસી ભાગે માહારી થાએ જીવ ઉલ્લાસ વચન સુણી કુંવરી તણા હરખી પોતાને મન બેડી તરત મગાવીઓ કહાડી પુત્રીને તે દન ગગન મારગે બેઉ ચાલીયા દાસી સાથે દસવીસ જંજીરા ઉપર જઇ ઠરી પોહોર બે ચડયો દીશ ખબર થઇ તે પુર વીશે સભા ગઇ રૂબચ્યા કુમાર કાકીને ચરણે નમી બંકાવળી દીઠી તે વાર,

દોહરો—નમી બેટીને આવી પાસ સહોદર સહુ બેઠા ચોપાસ પુત્રીને પુછ્યા સમાચાર સંક્ષેપ સહુ કહો વીસ્તાર બંકાવળી રૂબચા નાર પાસે બંન્ને બેઠી નાર કાન મધે એક વાતજ કહી તારે મારે દોસ્તી થવાની અહીં વિજોગ છે તે સંજોગ થશે દુખ દારીદ્ર તારી જશે કામધેન એક વાત - કહી બંકાવળીએ

ચીંતમાં નવ લહી હઇડે દુ:ખ તે મનમાં હશે મન મધે ઉદાસી વસે આગતા સ્વાગતા કરી અપાર એક દીવસ રહી તે ઠાર બીજે દીવસે માગી રજાય; રૂપચ્યા બોલી તે ઠાર બંકાવળીને મુકી જાઓ અમે બન્ને બેન રમીશું આંય એના મનની ઉદાસી જશે મારૂ મન પણ શીતળ થસે માટે રહેવા દોને અહીં, એવી મુખથી વાણી કહી સાત દીવસની આપી રજાય મુકીને ગઇ તેની માંય બન્નેના મનની પહોતે રળા રમે જમે એમ સાથે મળી; રમવા કારણ નીસર્યા બહાર હરપ વીનોદ કરે અપાર એક સમે બેઉ બેડી એકાંત ભાગવા કારણ મનની ભ્રાંત સાંભળ બેની ચતુર સુજાણ રૂપચ્ચા બોલી મુખથી વાણ એક વાનાનો સંદેહ મુને તે પુછે હું મુખથી મુને; રીસ નવ કરે તો કહું, નહીં તો મનમાં સમજી રહું બંકાવળી કહે નવ કરૂં રીસ શું સંદેહ કહો આ દીશ કેવો નર હતો કોની નાર એટલે પુછવું છે આ દાર પુરૂષ તણું તે કેવું સુખ વીસ્તારી કહોને મુખ એ વાત શું ખબર છે તુને વીસ્તારાને કહોને મુને બંકાવળીને ચડો છે રીસ ક્રોધ કરી બોલી તે દોશ તે મુર્જાને લંપટ ઘણી મુખથી એવી વાણી ભણી નર તણી શી કરડી વાત નથી પરણાવી આપણે તાત રાક્ષસને ઘેર જઇ છે રહી ભ્રષ્ટ થઇ તારી બુદ્ધિ ગઇ; એમ રીસ કહીને વાણી ઓચરી ત્યારે રૂપચ્યા બોલી સુંદરી; શેહેજે વાત પુછું છું રીસ શાને કરો છો તમે.

દોહરો—એમ કહીને હશી પડી; ફેરવી નાખી વાત મનની વાત આપી નહીં; વિચાર્યું મન સાથ. તે વાત ઉઠાવી તહી વીનોદ કરે અપાર રજની વિતી રંગમાં ઉદે થયો પ્રભાત દંતધાવનને કારણે બેઠા બાગની માહી પુષ્પ વીમળ ખીલી રહી ફરવા નીકળ્યા ત્યાંય રમતાં રમતાં આવીયાં જ્યાં બેઠા રાજકુમાર ત્યાં શોભા છે અની ઘણી લઇ આવી તે ઠાર પંખી નાહના પ્રકારના મેના પોપટ સાર; તુતી

લોહ લોહની ભુલભુલ બોલે શ્રીકાર શબ્દ નાનાં પ્રકારનાં બોલ મધુરી વાણુ રાજકુંવર ભણાવે તે સમે કોકીલ સબ્દ પ્રમાણુ મલેર વાણીએ ભણાવતો સાંભળ્યા સામાએ એ સાદ અલોકીક વાણી સાંભળી પાપી મન ઉલ્લાસ રૂપચ્યાં મુખે ઓચરી એક પંખી ગુણુ ભંડાર; તેની શોભાનો પારજ નથી એમ બોલી તેને ઠાર બંકાવળી રીઝી ઘણું આપણાથી સબ્દ વીશાળ જોવાને તે પંખીને લાગ્યો મનમાં ખ્યાલ એવા વચન સુણી કરી લઇ ચાલ્યો તે ઠાર જુવે મનને માન્યો તહી, બત્રીસ ગુણુ ભંડાર રાજકુંવરને ઓળખી; બંકાવળી ઓળખ્યો રાય, માહબાણું વાગ્યા અને ધરણી ઢળી અવની માંહ્ય ચાર ઘડીએ શાંત થઈ; ઉઠયા બેઊ જણુ ત્યાંય; ફરી મુખ જોયું તહી. આનંદ અંગ ન માય ખુશાલી વાધી અતી ઘણી; બન્ને મળીઆ તે સાથ ચુંબન દેઇ ચાંપી રૂદે બીડી ભુજની ભાથ હરખનાં આંસુ આવીયાં ગયું નર નારીનું દુઃખ રૂપચ્યા તે જોઇને બોલી પોતાને મુખ.

ચોપાઇ—રૂપચ્યા મુખ બોલી વાણુ સુણુ બંકાવળો ચતુર સુજાણુ તેં તો કુળને લગાડી લાજ; આ નર સાથે શું તારો કાજ; કોટે વળગી બેઠી પાસ; કરે બન્યો હાસ્યવિલાસ, આ તો તુને ઘટતું નથી; સત્ય માનજે મનમાં કથા. સહેજે વાત પુછી તે દીસ, તે ઊપર તુજને ચડીતી રીસ; આ ઠામે તો તું ભ્રષ્ટ થઇ; ચાતુરી સઘળી તારી ગઇ. નાચ્યું જોઇને લજ્યા કરી; મુખ થકી વાણી ઓચરી; એ મન ભાવતો મારો પતી સત કરી માનજે વિનંતી પરમેશ્વરે મેળવ્યા આજ, ઓલવાઇ મારા મનની દાઝ; તે મેળવીઓ મારા નાથ, સર્વ આબરૂ તારે હાથ ત્યારે રૂપચ્યાનું ઘણું રીઝયું મન. માની વાત વિગતની તે દન. એ નરણી હું છું દાસ, પ્રીત કરી રાખ્યો મેં પાસ જીવતદાન આપ્યું છે મુને, તે સરવે માંડા કહું તને દુઃખની વારતા વિસ્તારી કહી, તે સુણુતામાં

અચરત થઇ ભાઇ બેનની પરખી પેર તેડી લાવી હું મારે તારાં ઈશ્કથી ભમીઓ વન તે સર્વે કહ્યું રાજન વચન બોલી હું મારે સુખ હું ભાગીશ તારૂં દુઃખ તે વચન પાળીયુ આ ઠાર મેળવીયા બેઉ નરને નાર આમ કહીને બેઠી પાસ કરે વિનોદ આણી ઊલ્લાસ એમ કરતાં તે રજની થઇ બન્ને બેનો ઊડીને ગઈ પાછી ફરીતે તે લાવી મુકામ બંકાવળી બેલી એ દામ ગયું રત્ન આવ્યું છે હાથ કઇ પેરે લઇ જાશો સાથ વળી કદાપી થાસે વીધન તો તો નીશ્ચે પડશે તન એ નર પાખી દેહ નવ ધરૂં આઘાત કરીને મરૂં. એમ કહી તે રોઇ તે નાર રૂપવ્યા બોલી તે ઠાર હીંમત રાખી મનમાં રહે તુ એ નરને પરણાવીશ હું. એમ કહીને આપ્યું વચન ખાન પાન કીધાં અપાર વીતી રજની તેની વાર દંતધાવન સ્નાનજ કરી રાજકુંવર પાસે પરવરી ખાન પાન રંગને રાગ ત્રણ જણ બેઠા સંગાથ.

દોહરો—સાત દીવસ એમ વહી ગયા, અવધ પુરી થઇ જાણ રૂપવ્યા મુખ ઓચરી; બંકાવળી પ્રત્યે વાણ સ્વર્ગપુરીમાં જાઓ તમો, મળો જઇ માતને તાત કદાપી કોઇ આવશે. વીપરીત થાશે વાત હીમત રાખી રહેજે તદી જાશે તે મુજ પાસ. થોડા દીવસે પહોંચાડીશું તારા મનનો આશ. ચાકરી કરીશું એહની થઇ રહેવાની દાસ એનો ચિંતા કરતી રખે માહરો પરમેશ્વર ખાસ પણ કરી મોહોબતની પ્રીતશું, નિંશ્ચે માનજે વાણ ભ્રાંત તાત સરખા સહી મારે મન એ આજ. જો ન પરણાવું રાયને ઇશ્વર કેરી આણ, સત્ય વચન છે માહરૂ. તારા કરમાં જાણ એવાં વચન શ્રાણે સુણી ત્યારે આણુવો વીશ્વાસ ઊઠી કરીને પરવરી માત પીતાની પાસ. દ્રષ્ટે દીઠી દીકરી હસતું દીઠું મુખ પ્રસન્ન થઇ મનડા વિષે સમ્યાં સઘળાં દુઃખ હારયવિનોદ કરે તહીં તેની માત થઇ રળીઆત રાજકુંમાર

મન દુ:ખ ધરે તે વીસ્તારી કહું વાત બંકાવળી ગઇ ત્યાં થકી કુંવર મન ઉલ્લાસ; રાત દીવસ ઝુરે ઘણું. બેઠો થઇ નીરાશ આંસુની ધાર પડે કર દઇ બેઠા કપાળ, રૂપચ્યા આવી તહી. બોલાવે તે કાળ અમૃત વસ્તુ આગળ ધરી દુઃખે ઉતારીયું મુખ; જાણે રાહુએ ઘેર્યો ચંદ્રમા જોઇને પામી દુઃખ, હું તમને નથી દુભતી જીભથી વલ્લભ જાણ કેમ દીલગીર બેઠા તમો, ભાઇ સાચી બોલો વાત એવા વચન સુણી નારના, બોલ્યો ચતુર સુજાણ; મોટું દુઃખ વીજોગનું જશે અમારો પ્રાણ.

ચોપાઇ—એવાં વચન રાજાનાં સુણી રૂપચ્યાએ વાણી ભણી ફરી ફરી તમો આવો અહી મારાથી ચાકરી થાય નહિ તમે સો વરસ કરૂં જીવ્યું સફળ તે મારૂં તારૂં માટે રહો તમો એક માસ પહોંચાડીશ તમ કે આશ હીંમત મુક કાંઇ સાધી નથી ચતુર છો વીચરો સર્વથી માટે સ્થીર રાખોને મન વિનતા હશી બોલી વચન; ન મુકે માગ સરવથી તમારૂ કામ એમ કહી અપીયું વચન; રાજકુંવરે પછું વાળીયું મન હસ્યા વીનોદ પર ચીત કરી રૂપચ્યા ત્યાંથી પાછી ફરી જઇ પહોંચી માતાની પાસ મળી કરીને બેઠી પાસ જાણે વાદળમાંથી ઉગ્યો સુર ઉતરી ગયું વિનતાનું નુર કમળ પુષ્પ કરમાયું જેમ, પુત્રાનુ મુખ શોભે તેમ, શું દુખ છે રે દીકરી સાચી વાત કહો વેગે કરી માતાજી કહેતાં આવે છે લાજ. કહયા વિના નવ સરે કાજ રીસ નવ કરો મારી માય, તો તો કહું માંડીને વાત એમ કહીને બીડી બાથ, ત્યારે બોલી પુત્રીની સાથ, બધો ગુનો મેં બક્ષ્યો તુને સામુ વાત કહોને મુને, ત્યારે રૂપચ્યા બોલી સાંભળો માત ચતુર સુજાણ; તમ જે છે મુજ બાત. જેણે જીવતદાન આપ્યું માત રાજવંશી રઢીઆળીરૂપ સિરકસ્તાન તણો તે ભુપ, મહા બળીયોને ચતુરસુજાણ, બેન કહી બોલે છે વાણુ બંકાવળીનો આશક એહ તેના વીજોગથી તજે

છે દેહ પુછી મેં કરી લીધે પાડ તમ આગળ સાચું કહું આ ઠાર મુજને જીવાડી એને માત નહી તો રાક્ષસ કરતો ઘાત તે ઉપકારી પામે દુઃખ ધીક્કાર પડયું આ માહરૂં સુખ ગુણ ઓશીંગણુ થાઉ જાણુ તો જીવવું મહારૂ પ્રમાણુ; દિન વચને વાણી કહી માતા મનમાં સમજીને રહી.

દોહરો—પુત્રી ત્યાં બોલી રહી, પછી બોલી જેની માત એ તે તો કહી મુને વીપરીત સરખી વાત એ કામ કેઇ પેરે થશે આપણુ અપસરા અવત્તાર; ઇંદ્રાસન જાવાની ગતી, દેહ રહે તે ઠાર માનવ સાથ સબંધ નથી દ્રષ્ટે જાવું વદન; અડેથી અભડાઇએ વિચારી જોને મન તે પ્રપંચનું પુતળું; આપણુ અગ્ની કાય; તેજ તણા અંબારથી બળી પ્રલય થાય અવળી ગંગ કઇ પેરે વહે· પશ્ચિમ ઉગે ભાણુ; નેવાનાં પાણી કેમ મોભે ચડે; પુત્રી ચતુરસુજાણુ આળ· સુને ગંગા કઇ પેરે મળે, સિંહને ફેર મળે સિયાળ; શારદુલને શ્વાન કેમ માગોં વીચારો જો તતકાળ. કોડી ઉપાય એ નર કરે પણ નવ પામે આશ; ગણુ જીવત દાન તુને આપીયું તેને કેમ કરીએ નીરાશ ઉપકાર તો એણે કીધા મુકાવી તુંજને તહી. પાપીને પ્રાંજે ક્યાં ગુણ કમ ભુલું અહીં માટે પુત્રી મારી; કરીશ એનું કામ; ચીંતા તજ તું દીકરી, કહું તે કર આ ઠામ છબી ઉતારી એ નર તણી; તું લાવને મારી પાસ; તે લઇ જઉ સ્વર્ગપુર વીશે, પીરોજસાની પાસ રાજા રાણી તે રીજતું વીચાર કરીશ તે જાગ: મહારૂં ચાલશે જઇ કરીશ. તે પછી એનુ ભાગ્ય એવાં વચન સુણી માતનાં; પુત્રી થઇ પ્રસન્ન ત્યાંથી પાછી ફરી ગઇ; જ્યાં બેઠો છે રાજન. કાગળ પોતે કહા· ડીઓ લખીઓ પળમાં ભુપ; નખથી તે શીખા લગી. શોભે દેવ વસ્ત્ર શોભી રહ્યાં; આભુષણુનો નહિ પાર; જાણે ઇંદ્રસભાનો રાજીઓ; શોભા અપરંપાર. રૂઅરયા લાવી સહી, માતા; ફેરી પાસ

છબી છે નર તણી શોભા સુર્ય પ્રકાશ.

ચોપાઇ—દીઠી છબી તે હરખી મન; ઉઠી તે વેળા તે દન ઊઠી કરીને ચાલી ગઇ; સ્વર્ગપુરીમાં વેગે વહી; રાજા રાણીએ જાણી વાત; મળી બે થઇ રળીઆત, ઇચ્છા મળવા કેરી થઇ તે કારણ હું આવિ અહીં ભલે પધાર્યા આણે ઠામ. વિનોદ વાત કરી તે ઠામ દેરાણી જેઠાણી બેસી પાસ. કરે તે વાત આણી ઊલ્લાસ; હોંશનાં આશા બોલી ત્યાં વાણ; સાંભળી વીનતા ચતુરસુજાણ તે વિનતા બોલી તે દીન; સાંભળ સૈયર મારી બેન તમો તે કહી સાચી વાત એમ માંડયો ઊત્પાત; કુળને લગાડવા બેઠી લાજ; તમ આગળ કહું છુ સાચા વાત કહે છે માનવીને વરૂ નહી તો કુવારી મરૂ ગાંધર્વ સાથે પરણાવાની નથી સમ ખાઈ કહુ સર્તથી રમવા કારણ ગઇતી બહાર; કોઇ માનવીને નિરખી આ ઠાર. તે દેખીને હરખી મન; એ નર વરવાનું એનું મન; તેથી હઠ લઇને રહી, કુળે બોળવાને બેઠી એહી કુળનું બોળવાને અહી નામ; તમ આગળ કહું છુ આ ઠામ; એવાં વચન વનિતાએ સુણાં; હોશનાએ વાણી ભણી. તમે કહયું તે પર દ્રષ્ટાંત મારા મનની ભ્રાંત.

દોહરે—દયા ધર્મ ચાતુરી ગુણ લક્ષણને બુદ્ધ, ઊમેદવારી સહુથી ઘણી સઘળી વાતનું સુખ હોંશીઆરી સઘળી વાતમાં દીલ ગીર નહિ એનું મન; પરગજુ પરમારથી, કરે દાન ને પુન્ય ભકત ઘણી ભગવાનની, હરી કથા ઘેર થાય. અસત્યથી અળગો રહે, અ-ધર્મ ઊંપર નવ ધાય ખાનપાન મનમાનતા ઘેર ઘેર ઓચ્છવ રંગ સત્ય ધર્મ પાળે સહી. આનંદ સહુને અંગ રૂપવંત પુરુષ ઘણા શું કરૂ મુખે વખાણ જોતાં આંખ ઠરે આપણી વાગે મોહના બાણ. વળી પર સ્વાર્થ પાળે ઘણો ભકત આધીન ભગવાન દયા દ્રષ્ટી સઉ ઉપર સહી અક્કલ ચતુરસુજાણ અંતરજામી મન વિષે તેને છે સર્વ સમાન અવર પુરૂષ સરવ તજ્યા સમ ખાઇને

બેઠી જાણુ કદાપિ કોઇ નર પરણાવશે. તો તજસે પોતાનું તન બાળકન્યા શીર બેસસે વળી જાશે પેટનું તન એક હાની બીજી હાંસી થશે વળી વિચારી જુઓને મન. એવાં વચન શ્રવણે સુણી વિનતા થઇ પ્રસન્ન, તમો કહો તે કીજીએ સાચી કહી તમે વાત ત્યારે પેલો કાગળ ધર્યો, એ સીરકસ્તાનનો રાય છબી છે તે નર તણી, શોભા અપરમપાર આપણા કરતાં નાજુક એ, કાગળ મર્મ એ સાર તે નર કદી અહિં આવશે તો સઘળુ થાશે કામ જોઇ છબી તે નર તણી પ્રસન્ન થઇ તે ઠામ, વળી હોરના પ્રત્યે કહી તે વિનતાએ વાત, એ નર કેઇ પેરે આવશે, કેમ થાશે રળીયાત માન્યું મન માનવ ઉપરે તો પરણાવું આ ઠામ પીંગળીને પાણી થઇ કબુલ કર્યું તે ઠામ, હોશના તવ બોલી તહી, તે વેળા તે સાથ તેવી વાત હું તમને કહું તે સંભળો સાક્ષાત.

ચોપાઇ—એ નરને શોધી લાવશું તમો એની ચિંતા નવ કરશો તમો સીરકસ્તાન છે એનો મુકામ માણસ મોકલી તેણે ઠામ મારે ઘેર તેડાવીશ રાય નિશ્ચય માનજો મારી માય ધવલ મંગળ ગવરાવો ગીત વરખ આણીને પુરી પ્રીત સામાઇયાં કરાવ્યાં તઇયાર મંડપ રચ્યો અપરંપાર, સાતમે દીવસ લઇ આવું જાન, દેવતાઇ હોશે રાજન લાખેણો લાહવો લીજીએ કન્યાદાન કોડે દીજીએ અમો સજ્જ તે માટે થઇ સાતમે દીવસે આવશું અહિ હોશે નાર ગઇ ઉલાશ, તે રાણી ગઇ રાજાની ભણી સઘળી વાત વિસ્તારી કહી હોશના પોતાને ઘેર ગઇ શણગાર્યું ત્યાં નગ્ર વિશાળ કહ્યું વરને પરણવા બાળ પરમેશ્વરને ઉચ નિચ નહી કોઇ સરવે સમાનજ તેને હોય કુંવરી તણું તે ભાગે દુઃખ નિત્ય નિસાસા નાખે મુખ માટે કુંવરી પરણાવો સહી મારૂં માનતો રાજી અહી કન્યા દાન કોડે દીજીએ લાખેણો લહાવો લીજીએ એમ રાણી બોલી વાંણુ છબી આપી કરમાં તે જાણુ સાત દીવસમાં આવું લઇ

માટે સામાન કરીને સહી, દેવતાઈ રૂપે છે તેની દેહ દેખી છબીને ઉપજ્યો સ્નેહ તન મનથી થયાં રળીયાત રાણી પ્રત્યે બોલ્યાં વાત તે ઉપર રાજી સહુ. તમે લોને પરણાવીએ પુત્રી અમે- પુત્રી મન થારો રળીયાત તો ત્યાં કરૂં વિવાહની વાત એમ કહી તેડાવી દાસ, લઈ જાઓ બંકાવળીની પાસ, એ છબી દેખાડ જઈ તું રાજી થાય તો પરણાવું હું પોચાડુ તારા મનની મળી એમ કહી દાસી મોકલી આવી તે બંકા- વળીની પાસ દીઠી છબી પામી હુલાસ, દીઠો મન માનતો હરખ્યું મન ધન્ય ઘડી ને આજનો દન. ફંદાયા સાથે દાબી કરી, સખી પ્રત્યે વાણી ઓચરી, આજ તો ભળોયું મારૂં ભાગ્ય આશક મલ્યો આણી જાગ તુજને કંઈ અજાણ્યું નથી, તે નર જોવા ઇચ્છા સર્વથા વચન બંકાવળીનાં સુણી સમેદપરીએ વાણી ભણી.

દોહરો—સમેદપુરી ત્યાં ઓચરી પહોંચી મનની આશ, તુજ પીતાએ છબી મોકલી પ્રિતે તમારી પાસ. એને પરણાવુ હેતથી જો માને કુંવરનું મન, સભા વિશે એમ બોલ્યા રાજા મુખે બોલ્યા વચન. મનનો માન્યો મલ્યો તુને, પહોંચ્યા મનના કોડ, વિજોગના સંજોગ થશે; પરણશે જુગતે જોડ પ્રસન્ન થઇ તે પ્રે- મદા એ રૂપવંતાનું દાન, તે તણી કીરપા થકી પહોંચી મનની હામ. એમ વાચાર્યું મન વિશે, આનંદ મહાલ્યા અંગ હશી વચન મુખ ઓચરી સાહેલી કેરે સંગ. પ્રતિ ઉતર ત્યાં કહાવીયો તમે પોતા હું તન. તમને ગમે તો મને ગમે, હરખ્યું મારૂં મન. એક ગાય બજી દીકરી જ્યાં તેડો ત્યાં જાય. લખ્યા લેખ કરમે સહિ તે મિથ્યા નવ થાય. મહ રૂં મન રાજી સહી તમે કહી તે વાત એ રીતે ત્યાં કહાવીયું દાસી કેરે સાથ સમેદપરીએ જઇ કહ્યું તમ પુત્રીનું રીઝયું મન એ નરને પરણાવ્યા મને એમ બોલી મુખ વચન. ત્યારે રાજા મન રીઝયો ખુશાલી વાધી ઘેર, મંડપ

રચાવ્યો મોકળો સામાન કર્યો બહુ પેર હાંસો નવ ત્યાંથી ગઇ, ચતુરાઇ થકી તે ઠામ તેના ગુણનો પારજ નહીં શું ઓશીંગણુ થયો રાગ. એક ગુણ આગળ કીજીએ તો જશ વધે પુરમાંય, બંકાવળી આવી અહિં, તેણે દીધું રાયનું મુખ આશક પડાન તે વરો, તજીને બેઠી સુખ. માતતાત રાજી થવાં પુત્રીનુ રીઝયું મન પિરોજશાયે એમ કહ્યું પ્રસન્ન થયું મુજ મન જાન લઇ આવ્યા તમો, એવું કહ્યું મુખ ત્યાંય, માટે કામ એ કીજીએ, તો જશ વધે જુગમાંય, ગુણ ઓશીગણ થાએ તમો તો હરખે મ્હારૂં મન હસી કરી એમ બોલીયા. સ્વામી સાથે વચન.

ચોપાઇ—ત્યારે મુજફ્ફરસાહ બોલ્યા વાણ, સાંભળ રાણી ચતુર સુજાણ, નવી કહેલી તે કહો વાત, કયા ગાધર્વ ક્યાં માપવજાત, દેવતાને દુર્લભ છે વરત, તે માનની કેમ ઝાલે હરત કુંવરી કેરૂ રાજી છે મન, વળી માતપિતા છે પ્રસન્ન. વળી ત્હારી સપુર્ણ મેહેર, કરો કામ એ રૂડી પેર, જો જાણો તે કરો એ કાજ, ઓશીંગણ થાઓની આજ. કરવું આપણે એવું કાજ, એવો સવાલ કર્યો તે જાલ. કાસદ એક આવ્યો એટલે, બોલાવ્યા રાયને એટલે, કાગળ કરમાં આપ્યો જાણ, મુખ થકી તે બોલ્યો વાણ, પિરોજશાએ મોકલ્યા આંય લખ્યા પ્રમાણે કરજો ત્યાંય. શ્રી જજીરા છે એક ગામ, મુજફ્ફરશા રાજાનું નામ લખીતંગ સ્વર્ગપુરી શુભ નામ, પારોજશાહના દંડવત પ્રણામ લખી વીનતી એ છે સાર, બંકાવળી છે મારી કુમાર, તેવો જાયછે કન્યા કાળ, નથી ગંમતો ગંધર્વનો બાળ ઇચ્છા વર ધરે છે સહિ, એમાં આપણું કાંઇ જોર નહિ, કહે છે માનવી સાથે વરૂ, નહિતર દેહ પાડીને મરૂં. એવી હોડ પાડીને રહી, માટે એને શું કરીએ અહિં સીરકસ્તાન તણો જે ભુપ, તેનું પટ માંહે દીઠું રૂપ તેની ખોળ કરી લાવજો જાન લઇ વહેલા આવજો, અહિંયા સામાન કરાએ તદંબાર સાત

દિવસમાં આવજો આ ઠાર. એવું પત્ર વાંચ્યું રાજન મુજફ્ફરસાનું હરખ્યું મન; વહેંચ્યા ગોળ પાણીમેં પાન, સંજન તેડાવી બોલ્યા વાણુ. તેડયો કુંવરને આણી ઉલાસ, મુજફ્ફરસાહે બેસાડયો પાસ આશિર્વ મળ્યા છે અપાર. તે સરવેમાં વધારે સાર, એના બળ પ્રાક્રમનો પારજ નથી, સહસ્ર રાક્ષસ મારી સરવથી, મુકાવી મારી દીકરી, તે ગુણ કેમ જાઉં વિસરિ. મુજ પુત્રો તેં તો ભગની કહી– તે વચન તો લોપીએ નહી નહી તો કરત તમારી દાસ સેવા કારણ આપત પાસ માટે ભાઇનો દીકરી જાણુ, તેને કબુલ કરો નીરવાણુ એમ કહીને તીલક કર્યું શ્રીફળ સોપારી કરમાં ધર્યું જાણે તારા મધે જેમ શશી એવું રૂપ રહ્યું છે હશી ગાંધર્વ સર ગોરા માત્ર રાજકુંવર આગળ ત્રણ રાત, જોઇ કાંતીને હરખ્યું મન નરનારી સહુ થયા પ્રસન્ન રૂમઝ્યા ઘણી હરખી કાય પીઠી ચોળી રાજાને ત્યાંય દિવ્ય વસ્ત્ર સોળે શણગાર નાટારંગ થયા અપાર

દોહરો—પુરમાં ખુશાલી થઇ રહી, ચિત્રવીતીત્રનાં કામ, ચંદરવા ઘેર ઘેર જરી તણા અમુલ્ય બાછાના સાર, રોસનાઇ ઘણી થઇ રહી, ઉદ્યોગ ઠામ ઠામ, રાગ તાન વાજે ઘરે ઘરે. છત્રી વાજા માંય નરનારી સહુ મગન છે, કરે ખુશાલી ત્યાંય ભક્ષ ભોજન ભલી ભાતના અમરત વસ્તુ અહાર, નગર ભોજન નીત્યે કરે શોળા અપરંપાર, રાજ મંડપ તણી રચના કહેતા કહી નવ જાય; વીશ્વકરમા ભલા ભમે, તેથી બહુ રચનાય, રત્ન· મણી જડાવ સઉ લીલામ માણેક લાલ, સુવર્ણ થંભ થોભી રહ્યા અને શોભે પરવાળ, તકીયા ગણેલા જડાવમાં. રંગ બેરંગી ઘાટ જળહળ જ્યોત જળકી રહી નવ જાણે દીવસ કે રાત ઇંદ્રપુરી કોણ માત્ર છે, એવી મંડપ રચનાંય પીરોજશાહ હરખીયો ઘણું આનંદ અંગ ન માય; બંકાવળીને ખુશી ઘણી, પીઠ ચોળી છે કાય આભુષણની ગણતરી નથી ત્યાં સો દાસી રક્ષાય અપસરાને

સઘળી સુંદરી સહુ ઉદેકાર ઉદયોત આભુષણુ વસ્ત્ર શોભી રહ્યાં જાણે વીજળી કેરી જ્યોત રંગ રામ બેઠા કરે બંકાવળીની પાસ હાસ્ય વિનોદને ચાતુરી સહુ મનમાં હુલ્લાસ લગ્ન દીવસ આવ્યો તહિં મુજફરશા લાવ્યા જાન, ઉતારો આપ્યો સહી, દીધાં ઝાઝાં માન, રૂપરંગ્યા સાથે નાર બે અવર બીજી સહુ નાર, પુરૂષ પ્રતાપી કરાક્રમી ગંધર્વના કુંમાર તે જાનની પાસે સહુ ઉતર્યા વરરાય તારા મધ્યે જેમ ચંદ્રમાં તેમ શોભે કુંવરની કાય એવું રૂપ શોભી રહયું જોતાં હરખ્યાં સહુના મન, આંખ ટાઢી સહુની થઇ, નગર વાસી સહુ જન.

ચોપાઇ—આવી બેઠો અન્યો અન્ય ત્યાંય આનંદ સહુને અંગ ન માય સહુ સજ્જન સહોદર જોડ પોહોચ્યા સહુના મનના કોડ, ખાનપાન ત્યાં બહુ તહી લગ્ન તણી વેળા તો થઇ બકાવળીને શણગારી તહી તેની ઉપમાં નવ જાએ કહી વાળે વાળે મોતીની હડેર પહેરીને બેઠી છે ધેર નેત્ર અણીયાળી અંજન સાર કઠે આભુષણુનો નહી પાર, કાને જાલની જળકે જ્યોત. જાણે ભાનુ થાય ઉદ્યોત; લલાટ ચાંદલો શોભે સાર જાણે વીજળીનો ચમકાર. દંત મધ્યે શોભે રેખાય જાણે તારા જળકે માંય અધર મધ્યે શોભે વાળ. નારંગી સરખા શોભે ગાલ. કુચ ઉપર કચુકી તંગ તે મધ્યે જડાવ છે નંગ તે ઉપર છુટી છે વેણુ જાણે મણીધર કેરાં ફેણુ વસ્ત્ર કસુંબીની શોભા દીસે તે દેખીને મનડું હસે આભુષણુ રત્ન જડાવ તેની શોભાનો નહીં પાર કટીમેખલા શોભે લંક તેને વાળીયો આડો આંક જેમ જાણે કદળીનો છોડ તે મધ્યે ક્ષણું નહી ખોડ, પગની પાની કુમ કુમ વરણું ઠમ ઠમ કરતી કરતી ધરે છે ચરણુ કલ્લાં કાંબી લંગરને હાર તેનો નાદ થાય ધમકાર મદભરી હાથીણી હોય જેમ ચાલ, જેવી શોભે છે તેમ સજ્યાં વસ્ત્ર સોળે શણગાર મુખ જપે છે રાજકુંમાર સ્વામી સ્વામી જપે છે મુખ, ક્યારે પામીશુ તેનું

સુખ રાજકુંમારને હરખ ન માય. તેની શોભા શી વર્ણુંવું આય. મુખ શોભે જાણે કમલ સમાન રૂપે જાણે ઊગ્યો ભાણુ, નેત્ર જાણે મોહીનીનો ફંદ: ભટકી જાણે પુનમને ચંદ્ર, કપાળ શોભે શીષ આકાર નાશીકા જાણે તેલેની ધાર; એવું રૂપ કર્યું છે વશી જાણે આભમાં સુરજ શશી કાને કુંડલ શોભે છે લાલ મુકટ માથે શોભે છે ભાલ; શોભી રહી છે વાંકી પઘ, શીરપેચ જડીત્ર બાંધ્યો તે જાગ ફરતી મોતીની ત્યાં ઝુલ. શોભી રહ્યાં તે માંહી પુર. હીરા દંત શોભે છે વિલાસ; વાણી સુણવામાં આવે ખાસ. કંઠે મોતીની માળ શુભ તિલક કર્યું છે લાલ; જરીનો વાઘો ઉદ્યોત, જાણે તે ઝગમગતી જ્યોત. જેતા આંખ સહુની ઠરી, ગુલાબકાવળી હરખી ઘણી જાણે ઇંદ્ર સભાનો રાય; તેવી શોભે માનવની કાય.

દાહરો—લગ્ન સમય થયો તહિં; વરઘોડો ગયો તઇયાર સ્વાર પાળા શોભી રહયાં તેની સોભા અપરંપાર દીવ્ય વસ્ત્ર શોભી રહયાં ઘોડે થયા અસ્વાર; બીજા વાહન શોભી રહયાં; કેટલો કહું વિસ્તાર હસ્તી ઘણા કલોલમાં, રત્નજડીત છે સહુ સાજ પગમાં તોડા સોના તણા; શોભી રહય જગગાજ, ધજા નેજા ઝળકી રહયા. થાય છત્રીસ નાદ, ઢોલ ઢમકે વાગી રહ્યાં, કાને ન પડે સાદ, રૂસનાઇ શોભા કહેવાતી નથી, અપરંપાર અપાર; મેતાબ છુટે ત્યાંથી બહુ; ઉદ્યોતકાર તે ઠાર. અપસરા નજર ત્યાં કરે; તેની શોભા કહી નવ જાય; મુજફરમા જાણે સહી; હરખ અંગ ન માય જારકણી પાછળ થઇ રૂબરયા પોસનહાર; અવર અપસરા અતી ઘણી; તેની શોભા અપરંપાર વાસી સ્વર્ગપુરી તણાં, જાણે સઘળા લોક. મુખ જુવે વરરાયનું સમી જાય છે શોક છજા ઝરૂખા અટારીઓ; કોઇ જાળીમાં કોઇ બહાર જાવા કારણ સહુ નીસર્યા, નાનાં મોટાં નરનાર, ઇંદ્ર તણી સહુ અપસરા. તે

શોભા કહી નવ જાય, તે જોઇ મુખે રાયનું; મન મગન થઇ છે કાય કામદેવથી અધીક છે ઇંદ્ર રાજા કોણ માત્ર દીવ્ય વસ્ત્ર ઝળકી રહ્યો ઘણો શોભા છે માત્ર ઘેર ઘેર ને બહાર વરનું વખાણે છે રૂપ ધન ધન એ માનવી મૃત્યુ લોકનો ભુપ ધન ભાગ્ય બંકાવળી તણું એ નરનો ઝાલશે હાથ, જનમ સફળ એનો થશે એમ કરે સહુ વાત ફેરવ્યો વરઘોડો શહેરમાં, પછે ગયા મંડપ દ્વાર ત્યાં જઇ ઉભા રહ્યા વરત્યો જેજેકાર રાણીએ લીધો પોખીને બેસાડયો માંયરા માંય અંતર પાઠ વચમાં ધરી કન્યા પધરાવી ત્યાંય. વેદની ધુન બ્રાહ્મણ કરે જોશીએ સાર્યા લગ્ન; હસ્ત મેળાપ તીહાં કર્યા આનંદ થયા સહુ અંગ ફુ(ે)રી રીતે તો ત્યાં કરી; પોહોત્યા મનના કોડ; નરનારી પરણીને દીસતાં બેઉ જણા જુગતે જોડ.

ચોપાઇ—કુળ આચારની રીતે કરી રાજકુંવરને કન્યા વરી પોતી સહુના મનની આશ. થયા પ્રસન્ન આણી ઉલ્લાસ, કર્યા મંગળ ખાધે કંસાર જેજેકાર વરત્યો તે ઠાર. કન્યાદાન આપ્યું તે રાય. આનંદ તેને અંગ ન માય, આપ્યાં મણી મુક્તાની માળ વાહન અશ્વ અને સુખપાલ દીવ્ય વસ્ત્ર આભુષણ સહી. તેની શોભા નવ જાએ કહી આપ્યા મોટા મહેલ અવાસ; સેવા કારણ આપી દાસ, સિદ્ધિ નવનીધી સહી; કશી વાતની ઉણપ નવ રહી. વાજને ગાજતે કર્યો વિદાય; સજન સરવે મળવાને જાય. મહેલમાં ઉતર્યા નર નાર, રાજ કુંવરને કર્યો જુહાર મળી ભેટી સહુ ગયા મુકામ પોહોતી મનડા કેરી હામ; બંકાવળી બેઠી સ્વામીની પાસ, કંઠમાંહે ઘાલીને હાથ, પ્રેમ પ્રેમ ગયો ત્યાં મળી; પોહેતી બેઉના મનની રળી. સુખ શય્યા ઉપર સુતાં જઇ અમુલ્ય મોતી વિધાવ્યું તહી, વનિતાને પોહોત્યો અભિલાશ; કંઠે વળગી સુતી પાસ ચાર પોહોર રજની રંગ રમી. વિરહની વેદના સઘળી સમી; પ્રાતઃકાળ થયો જેટલે સાદ કર્યો પછી

તેટલે, બંકાવળી કહી દીધો સાદ કહ્યો બ્હેન આણી ઉલ્લાસ, નીરભે સુતાં નરને નાર; કામ થવા મનના સાર એવાં વચન સુણી તે ઠાર ઝડપ કરીને ઉઠી ઠ.ર; વસ્ત્ર સજીને ઉભી થઈ, રૂપચ્યાની પાસે ગઈ. બેઠી બ્હેન પાસ બ્હેને અન્યો અન્ય કરે હાસ્ય.

દોહરો—રૂપચ્યા મુખ ઓચરી તારી પોહોચી મનની આશ. સુખ સાગર તે ભોગવ્યું. સુતી સ્વામીની પાસ. બ્હેન તુજ પ્રતાપથી પોહોચ્યા મનના કોડ. લાહાવો લાખેણો લીધો સહી. સુખ ભોગવ્યું જુગતે જોડ. હાસ્ય વચન મુખ ઓચરી કોઇ આશુક માશુકની થાય સુઘડ નરની સંગે રમે તો સંદેહ મનનો જાય. સ્ત્રીએ સુખ સ્વામી તણું ઝાઝું નથી એમાં સાર. એ વારનો સદેહ ભાગશે જ્યારે તું પરણશે નાર. એવાં વિનોદ કીધાં મળી પછી માગી રજાય માત પિતા પુત્રી ત્યાં થકી જંઝારો ગઢ જાય રાજા રાણી મળ્યા રાજ કુંવરને કર્યા જુહાર રત્ન જડીત મહેલને માળીયાં ઉતરવા તે ઠાર વઇભવ ભોગવ્યો ભલી ભાતનો, નરનારી બેઉની પાસ કનક સિંહાસન બેઠા સહી. શીરપર ચમર ઢોળાય. ઇંદ્રાસન શોભે અતી રળીયામણો તેની શોભા શી કહું મુખ ત્યાં અપસરા નૃત્ય કરે સહુ લેશમાત્ર નહિ દુખ ગાન સહુ કરે તરૂણી ઉમેદ આણીને અંગ બંકાવળી બેસે સહી. સ્વામી કેરે સંગ દેવાંગના સહુ દેવની તે માનવ દેશ માન. બંકાવળી દાસી છે માટે કરે સહસ્ત્ર ગાન, અપસરા અનેક ત્યાં રહી એકાએકથી રૂપ અપાર, તે સરવથી સરદાર. બંકાવળી ગુણ ભંડાર માટે સહુ આધીન છે સરવે રહી હજુર. સુખ ભોગવે છે નર તણું દીન દીન પામે નુર.

ચોપાઇ—ઘણા દીવસ ભોગવ્યું સુખ રાજકુંવર પછે બોલ્યો મુખ બંકાવળી પ્રત્યે બોલ્યો વાણ. સાંભળ વનિતા ચતુરસુજાણ

માત પીતા સહોદર જન, તેને મળવા મારૂ મન. લખી મનમાં ધરતી હશે દુખ, તજી બેઠી હશે સરવે સુખ મારે વીજોગ તજસે પ્રાણ, તેની હત્યા મુજ શીર જાણુ; ત્યાં બાગ બગીચા મહેલ, ત્યાં જઇને કરશું સહુ સહેલ જો તારા મનને ગમે નાર, તો ચાલીએ કુટુંબ પરિવાર. એવા સ્વામીના સુણી વચન. પ્રસન થયું વિનતાનું મન; તમને ગમતું હોય ભરથાર, તો વાણે જઇએ તે ઠાર. માતપિતાની માગું રજાય, કાલે કુચ કરીશું હાલ. એમ કહી તૈયાર કર્યો રથ, માગી શીખ લીધી પછી પંથ; જ્યાં છે પોતા કેરી માત પીતાને મળ્યા સુજાત હું પણ સ્વામીની સાથે પળુ, ગઇ સહોદર જઇ મળુ; માટે માતાજી રજા દીજીએ. વહાણું વાતે સિધ કીજીએ, એવા પુત્રીનાં સુણા વચન, હરખ્યું તે નારીનું મન, તેણે સ્વામી વીનવ્યો જઇ હકીકત પુત્રીની કથી જમાઇ માગે છે રૂજાય આપો તો પોતાને દેશ જાય. માટે વીદાય કરો નરને નાર મળે જઇ કુટુંબ પરિવાર ત્યારે રાજા થયો રળીયાત. રાણી પ્રત્યે બોલ્યો વાત, કાલે સવારે કરશું કામ. પહોંચાડીશ પુત્રીને હામ બંકાવળીને કહ્યુ તે ઠાર, કાલે વિદાય કરશું નાર. તારા બાપે કહ્યું છે મુખ, પુત્રી કેરાં ટાળશું દુખ. આપશું ગજરત તોખાર, વીદાય કરીશું રાજકુમાર, ઘણો હરખ મનમાં ધરી. સ્વામી પાસે તે પરવરી, સઘળો વાત વીસ્તારી કહી, સુખ સજ્યાપર સુતી જઇ; અચરત મેવા કીધા અહાર હવે તેડાવો રાજકુંમાર.

દોહરો—પારેજશાહ મન રીઝીયો, તેડાવીઓ રાજકુમાર પાસે લઇ બેસાડીઓ. સભા મધે સાર. સરપાવ લાખોનો આપીઓ, આભુષણ અમુલ્ય વસ્ત્ર આપ્યાં ભલી ભાતનાં શોભાવા દહું અમુલ્ય, માણેક લાલ લિલમ સહી, મુકતા મણી મહામોટ, ભરી પેટીઓ ત્યારે સહી, તેને શાની ખોટ અશ્વ આપ્યાં એક સો તીહાં પાંખલા તેજી જાત ગગન વેગે પરવરે, અરૂમુખી આડોરી ભાત, હસ્તી એક અઇરાવતી

અંગે શોભે શુભ કાજ; પલાણે ફરતા મોતી સહી, મધ્ય જડીપર વાળ વાહન બીજા અતીઘણાં, તેની શોભાનો નહી પાર. કવી કહે વરણવું, એ રચના એ ઠાર. એકસો દાસી આપી સહી, એક એકથી અદકું રૂપ; સો રાક્ષસ આપ્યા સાથમાં, તે સાથે બોલ્યા ભુપ, સીરકસ્તાન મુકીને આવજો, પાછા આપણે મુકામ. ફુલની પ્રમાણે મુકજો એમ બોલે તે ઠામ. બંકાવળીને સાસરવાસો કર્યો અપરપાર અપાર આભુષણ ભલી ભાતના વીદાય કર્યો તે ઠામ. નરનારીને વીદાય કર્યા, સજનને મળવા જાય; મળી ભેટી પાછાં ફર્યા, આનંદ અંગ ન માય રાજા રાણી પાછા ફર્યા, મળા ભેટી તે દિશ રાજકુંવર ત્યાથી નીસર્યા સસરાને નામી શીશ. વાજતે ગાજતે પરવર્યા, કુચ મુકામે જાય રાક્ષસ સાથે ઝડપમાં આનંદ અંગ માય. થોડા દીવસમાં આવીયા સીરકસ્તાન મુકામ. પોતીકા બાગમા ઉતર્યાં, પોહોતી મનની હામ. ખબર રાણીને થઈ, તહીં લખી મેમુદા નાર, દુખ ગયું દલડા તણું તેણે સજ્યા શોળ શણગાર, આવીને ચરણે નમી, બંકાવળી બેઠી જઈ તે પણ રાખી પાસ; ત્રીજી નાર હું તમ તણી એમ કહીને જોડયા હાથ. એમ મળી બેઠી રાહી, ત્રણે નાર તે ઠાર. ઈંદ્ર તણી શોભા સહી. સોંધ કરે ત્રણ નાર.

ચોપાઈ—પછે રાજકુંવરે વિચાર્યું તહી, પીતાને કાગળ લખાવો અહીં ત્રણ નારા હું પરણ્યો આપ. તે પિતા તણો પ્રતાપ એવું મનમાં ધાર્યું તે વાર, ત્રણે રાણીને પુછ્યા સમાચાર. માત પીતાને કહાવ્યું સહી બંકાવળીને મળવા આવે અહીં ત્યારે રાણી કહે સાંભળો રાજન; તમને ગમે તે કરો આ દીન. સાસુ સસરાને મળીશું આજ. તો તો સરશે મનના કાજ, એવી વાણી સાંભળી તે તહી, કાગળ લખવા બેઠો ધણી. પોતે મન આણી ઉલ્લાસ, લખ્યો કાગળ ચીત રાખી પાસ. સ્વસ્ત શ્રી સીરકસ્તાન

ગામ રાજા જલદપ્રંગ નામ; લખીતંગ તાજલમુખ ગુલામ, કર-જોડીને દંડ પ્રણામ કાગળમાં લખી છે વિનંતી લખ્યા પ્રમાણે કરજો ભુપતી; તમ પ્રતાપે પામ્યો સહુ રાક્ષસ માર્યા જીત્યા સહુ ગાંધર્વ લોકને વશ કર્યા તે સરવે તમારી દયા; અપસરા નારી પરણી લાવીયો, તે સાથે બાગમાં આવીયોં તે માટે લખી મેં વિનંતી મળવા આવજો પૃથ્વિપતી; તમો મળશો ત્યારે થાશે સુખ સત્ય માનજો કહું છું સુખ માટે કાગળ લખી મોકલ્યો સહી, કાસદ સાથે મોકલ્યો તહી એને પ્રતીઉતર કહાવજો. મળવાને વહેલા આવજો.

દોહરો—લખી કાગળને આપીયો કાસદને તેણીવાર. સીરક-સ્તાનમાં પરવર્યો, માતા પીતા તણે દ્વાર, કાગળ જઇને આપજે, સભા તણો જ્યાં સાથ; બીજા હાથે જાએ નહી આપજે હાથોહાથ એવું કહીને મોકલ્યો સીરકસ્તાન તેણીવાર; જઇ અરીને પોંહોચીગો ચાર ઘડી મોજાર સભા ભરી બેઠા સહુ કચેરીમાં તેણીવાર: ત્યાં કાસદે જઇ કરી નમીને કર્યો જુહાર મહારાજ કાગળ લાવિયો, એમ કહી આપ્યો હાથ; રાજાએ કાગળ જોઇ કરી, ચાંપ્યો રૂદીઆ સાથ ઉકેલીને વાંચીયો. ખુશી થયો મન સાથ; ધન ધન દહાડો આજનો ઉગ્યો શોભાથી ત્યાંહિ વજીર તેડી વાણી કહી. કાગળ આવ્યો આજ ગાંધર્વ લોકને વશ કરી કન્યા લાવ્યો વિખ્યાત માટે ત્યાં જાવું સહિ લાવ્યો પદમણી નાર; અપસરા સહીત તે આવિયો, તેડે રાજકુમાર પછી જનાનો તઇયાર કર્યો, જઇને કહ્યા સમાચાર; પછી કાશદને આપી આજ્ઞા. તે ગયો બાગ મોજાર હકિકત સહુ માંડી કહી. મળવા આવે રાજા આ ઠાર; રાજકુંવરે વસ્ત્ર ધરયાં, નારીએ સજ્યા શણગાર સજ થઈ બેઠા સહુ જુવે વાટ નિરધાર; ત્યાં જનાનો સજ કરી, થયો રાય તઇયાર ત્યારે ચાર પુત્ર કહે, અમે આવીએ મળવા ત્યાંય રાજા કહે ચાલો સહી; અલકહીણુ સાર. જુવો આ દેવકન્યા લાવીયો;

તમે રમ્યા ગુણકાને દ્વાર; અસ્વાર થઇને આવજો; મુજ પછવાડે રાજકુમાર, જુવો ચતુરાઇ કુંવરની; પછે કરજો મન વિચાર કેરી એની બુદ્ધિ છે, અપરંપાર અપાર.

ચોપાઈ—આવ્યા માબાપ મળવાને કાજ; મળી ભેટીને બેઠા આજ; પોતાને વિતી જે તહી, માબાપ આગળ માંડી કહી બંકાવળી આવીને ચરણે નમી, સાસુ સસરાના મનમાં ગમી. ઘણા ખુશી થયાં તેણીવાર; મસ્તક હાથ મુકયો તે વાર, સભા સહુ ત્યાં અચરજ થઇ, ખુશાલી સહુને વાધી તહીં, ખાન પાન કરાવ્યા મુખવાસ મન મધ્યે કરી હુલ્લાસ પછી પીતાએ માગી રજાય, સભા સહુને કહ્યું છે ત્યાંય; ચાલો અસ્વારી કરો તઇયાર, બંકાવળીને આશીશ દીધી સાર મળી કરીને ઘેરજ ગયા રાજકુંવર તે રાતે રહ્યાં; એમ કરતાં ગયા બહુ દન, ત્યાર પછે શુ વીત્યુ મન સરવે સાથે રંગે રમે ભોજન મન ભાવતાં જમે, પછે નારીને ગર્ભ રહ્યો બંકાવળીને પુત્રજ થયો. ઘણા દિવસ એમ કયતાં ગયા, રાજકુંવર મોટા થયા. વરસ સાતનો થયો જેટલે રાજરીત સમજ્યો તેટલે બંકાવળી ઘણું હરખી મન સ્વામી પ્રતે બોલી વચન એનો જનમ લખાવો અહીં રાજકુંવરે સાંભળ્યું તહિં, જોશી તેડાવી કીધું કામ જોશી બોલ્યા તેણે ઠામ. નામ બળવંત પાડોને તમો. લેખ પ્રમાણે કહું છું અમો એવું સાંભળી થયો રળીયાત, પાડયું નામ મળી સહુ સાથ. વળા જોશી બોલ્યો તે ઠાર, રાજકુંવર પ્રત્યે નીરધાર, ઘણો ભાગ્યશાળો છે એહ સત્ય કરીને માનજો તેહ. આવું સાંભળ્યું જેણીવાર હરખ્યા ઘણું તે રાજકુંમાર, તીહાં ખુશી થયા જન સહુ જોષીને ધન આપ્યું બહુ; જોષી પોતાને ઘેરજ ગયા દ્રવ્ય લેઇને સુખીયા થયા એમ કરતાં વીત્યા બહું દન રાજકુંવરે વીચાર્યું મન, પુત્ર આપણો મોટો થયો હેત ધરીને બોલજ કહ્યો ત્યારે પુત્ર બોલ્યો તે વાણ સાંભળો માતાજી ચતુર સુજાણ, દાદાજીને મળવાના કોડ. નમીને કહું છું કરજોડ, માટે

જવા શોને તમો, ખુશી થઈને કહું છું અમો; ત્યારે વિચાર્યું પોતે મન. સાંભળી વચન બોલ્યા રાજન પુત્રજી તમે કહ્યું નિરવાણુ બાદ આવ્યું જલદપુર જાણુ; તેને તેડવા મોકલ્યા જે દાસ પુત્રને મુખ જોવાને કાજ.

દોહરો—રાજકુંવર એમ બોલીયા સાંભળ બળવંત તન; જાઓ મળીરે આવજો. આજથી ચોથે દન માણુસ દાદાજીનું આવીયું તમને તેડવા કાજ; તેની સાથે પરવરો ઘોડે ચડોને આજ. ત્યાંથી પુત્ર પરવર્યો ગયો સીરકસ્તાન મોઝાર; રાજસભામાં આવી કરી, ચરણે લાગ્યો તેણીવાર, જલદસંગ ઘણું રીજીયો; તેડયો પુત્રને પાસ; ખોળામાં બેસાડી કરી, ચુંબન દીધું ગાલ પુત્ર દેનેખી ઘણું હરખીયો ઉલટ અંગ ન માય; ચતુરાઇ કીધી ચોગણી ખુશી થયા મનમાંહ રાજાએ વીચાર્યું મન વીશે, ભાગ્યશાળી છે એહ હવે હું તો વૃદ્ધ થયો. વીચાર કર્યા પછી તેહ. વજીર તેડયો પોતા તણો વીચાર કર્યો તે સાથ; વજીરનું કહ્યું મુખ થકી, એને પાટ બેસાડું આજ,જોષી બોલાવીને પુછીયુ શુભ મહુર્ત નીરધાર;તે બતાવો મુજને નીસ્ચે કરી આવાર સભા ભરાઇ બેઠી સહી ઉલટ સહુને મનગોળ ધાણા વહેંચી કરી. બોલ્યો મુખે વચન સભા સહુ જન દેખતા. રાજાએ કર્યું આ કામ, બળવંતને તેડી કરી, બેસાડયો તેણે ઠામ રાજ્યાસન બેસાડીયા વાગ્યા ઢોલ નીશાન જેજેકાર સભામાં થયો ખુશી થયા સહુ જન રાજા રાણીએ સાંભળ્યું, હરખ્યા મન માંહ પુત્રનો પુત્ર રાજ પામીયો આનંદ અંગ ન માય રાજ ચલાવે આનંદથી: રાજા રીઝયો મન, ખબર થઇ કાકા ચારને, તે ઉદાસ થયા મન, આમ છતાં રાજ એ કરે. એ કોના ઘરનો ન્યાય, મુજ પીતાએ વીપરીત કર્યું એ તો શું કહેવાય. તેવું વીચારી નીસર્યા ચારે પીતાની પાસ: ત્યાં જઇને વીનતી કરી. એ શું કીધું તાત.

ત્યારે પીતા કહે પુત્ર સંગ યોગ નહી તમ રાજ સાકા તરશેએ થકી માટે સોંપીયું રાજનું કાજ, તમો રાજ ચલાવવું શીખ્યા નથી ત્યાં શું કરીએ કામ; ગુલામી ડામ દેવરાવીયા, રમીયા જુગટું તે ઠામ મોટી એબ તમને સહી સા દેખે પુરના લોક તમે ખાઓ પીઓ ખુશી કરો સમાવો મનના શોક. હુકમ કરે બળવંતજી તે પ્રમાણ રહો આ વાર, એવું કરી મોકલ્યા પુત્ર પેલા ચાર નીચુ જોવા તે ગયા આવ્યા પોતાને દ્વાર.

છપ્પો—ભુંડું દેહમાં દુઃખ ભુખ પણ તેથી ભુંડી ભુંડું દેહનું કામ કલંક જે આપ કુળે ભુંડું અતી અપમાન ભુંડું શસ્ત્ર દુઃખ થાએ ભુડું ઉપાડવો ભાર, ભુંડું મુસાફરી જાએ પણ ભુંડાથી ભુંડું કહે મોટું દુઃખ સંસારમં, કીજન કહે સત્ય માનજે રાજન જાય પર હાથમાં.

દોહરો—તે ખબર થઈ છે બાગમાં હરખ્યો ઘણું તે રાજ ગણીએ જઇ કહ્યું તમ પુત્ર પામીઓ રાજ. બંકાવળો ઘણું રીઝીયાં બીજી રીઝી નાર. મુજ સહયરનો પુત્ર પામ્યો રાજ કારભાર ઘણો હરખ તહાં થઇ રહયો; વધામણાં ઘેરે ઘેર, હવે મંગળ આપીયો, રાજ પામ્યો તેની પેર, પુત્ર રાજ પીતાનું કરે; પોતે ચલાવે ઘેર; બાગ બગીચા જોઈ કરી, હરખે છે બહુ પેર ખાયે પીયે આનંદમાં ઓછવ થયા ઘેર ઘેર; એ વાત રહી એટલે કહું ચારે ભાઇની પેર.

ચોપાઇ—ચાર જણા વિચારજ કરે, મનમાં કપટ પોતાને ધરે ઘણી ચતુરાઇ કરે છે સહી પણ બળવંત સાથે ચાલે નહીં એમ થઇ ગયા બહુ દન; કાયલી થયા પોતે રાજન, યાકુળ વ્યાકુળ પો-તાને મન; બોલ્યા બળવંત મુખ વચન. દાદાજી કહું એક વીનતી તે સંભળાવી કાન થકી, હું બળવંત વહાલો છું ઘણું ન ચાલ.

ચાર કાક તણું અસતુલ્ય બળ મારૂં છે જાણુ. ચાર કાકાનું નવ ચાલે વહાણુ તમે રાજ્ય કેમ ન સોંપ્યું એહને સત્ય કરી માની લીધો મને આપ અખબાર આપીએ સંદેહ મનનો ભાંગીએ. એની મોહોર કરી આપીએ. સંદે બળવંત નિશ્ચિત બેઠો તહી નવ ચાલ્યું ચારનું તહી મનમાં સમજીને રહયા સહી હવે તાત એક નવી થઇ દાદાજી મરણ પાયા સહી બળવંત રાજ પોતાનું કરે કાકાનું મનમાં નામ ધરે ખાય પીએને ખુશી કરે બીજી વાત મન માં નવ ધરે એ વાત અહીયાંથી રહી બંકાવળીએ સાંભળ્યું તહી તેણે બળવંતને કહાવ્યું સહી તમો નોકાને દેહ દેતા નહી અમો ડાહયાને શું કહીએ નથી તમને શીખામણ દેતા નથી તમો છો ચઉદ વીદ્યા ગુણ જાણ તેમાં ઝાઝું શું કહીએ વાણુ વેદ પુરાણુ કહીએ કથી પોતા કાકામાં અંતર નથી પીતાનું રાજ તે પુત્રજ કરે ધર્મ આપણો તેથી ડરે એવું કાગળમાં લખ્યું છે સહી એક કાશદને મોકલ્યો તહીં જઇ કાશદે કર્યા પ્રણામ કાગળ કરમાં આપ્યો તે ઠામ વાચી હરખ્યું અંતકરણ માત પીતાના ચાંપુ ચરણ માતા વચન મીથ્યા નવ કરૂં ગૌરવ નરકમાં નહી સંચરૂં.

**દોહરો**—બળવંત બુદ્ધિ આગળો વાંચ્યો માતાનો પત્ર કાકાને ચરણે નમ્યો આપો મહોરને છત્ર અમલ પટો આપ્યો વળી આપ્યો કંઇનો કટાર રાજ્યાસન આપ્યું વળી કીધો બહુ મનુહાર માતપીતાએ તેડાવીઓ અમો જઇશું અમારે ગામ. ખાવો પીઓને ખુશી કરો રહેજો તમે આ ઠામ ચારે ચીતમાં હરખીયા દીધા બહુ આસીશ માતપિતાની ભક્તિ કરે તેને સનમુખ જુગદીશ પછી આજ્ઞા માગી સંચર્યા ઊલટ અંગ ન માય પ્રદક્ષણા કરી પ્રણમીયો માતપીતાની પાય રૂપ દેખી રીજી ઘણું કરી એવું શુભ કાજ આપણે જઇએ બકાપુરી આલી પુત્રને રાજ.

જોશી તેડ્યા જુગતશું આદર કીધાં માન લગન લાખેણું કહો તમો રાજ તપે જેમ ભાણુ. ત્યારે જુગતે જોશી બોલીયા ગુરૂ થઈ પ્રયોગ છે સાર; આજ બેસાડો રીઝમાં તપશે તેજ અપાર, વચન સુણી હરખ્યા ઘણું, કીધા સઘળા કાજ દાન પુર્ણ કીધાં ઘણાં બળવંતને સોંપ્યું રાજ, વીમાને બેસી બેઉ જણા બંકાવળી મોઝાર માનવી રૂપ મટી ગયું પામ્યા દેવાંશી અવતાર, સુખ ભોગવે સ્વર્ગનું પામ્યા સુરપદ ધામ, પ્રાક્રમ કીધાં અતી ઘણુ જુગમાં રહે એક નામ.

ચોપાઇ—જેણે મુખ સમર્યા શ્રી રામ જુગમાં રહે એક એનું નામ અન્ય દાન કીધાં બહુ ઠામ, કર્યું જેણે પરમાર્થનું કામ દીપાવે વઇકુંઠ ધામ જુગને જશ વાધે પુર ગામ, જુગ જશ મનમાં જેહનો કહે કવી તેને જીવતો જાણવો.

દોહરો—એવાં પ્રાક્રમ જે કરે રાખી હૈડામાં ધીર; નામ રહે નવખંડમાં જેવો વીક્રમ વીર, એ કથા જે સાંભળે કરે જે પુન્યને દાન; આ લોકમાં જશ પામશે. પરલોકે બહુમાન બુદ્ધિ પ્રમાણે ચાતુરી ધરીને મન ઉલ્લાસ; જે ગાય શીખેને સાંભળે તેનો વઇકુંઠ વાસ. શ્રોતા વક્તા સાંભળે પહોંચે મનના કોડ કૃષ્ણ કહે સહુ બોલજો જય જય શ્રી રણછોડ.

## તમામ વાર્તા સંપુર્ણ.



# અરેબિયન નાઈટસ.



ખુશીનો ખજાનો અક્કલનો ભંડાર, અને વારતાઓનો મહાસાગર આ અરેબિયન નાઈટસનું પુસ્તક છે. આમાં ન્હાની મોટી અસંખ્ય વારતાઓનો સંગ્રહ છે. વારતામાં પેટા વારતા એવી એવી ઘણી વારતાઓ હોવાથી એકવાર વાંચવા લીધા પછી તે હાથમાંથી હેઠે મુકવાનું મન થતું નથી. દુનીયાની દરેક ભાષામાં તેનાં ભાષાન્તર થયેલાં છે. અને તે સર્વની હજારોની સંખ્યામાં વેચાય છે. સો સારા પુસ્તકો માંનું તે એક પુસ્તક છે. રાજા અને રંક બધાને સરખો આનંદ આપે તેવું આ પુસ્તક છે. ઘણા વખતથી આની આવૃતી મળતી ન હતી ને હમણાજ તેની ચોથી આવૃતી બહાર પાડવામાં આવી છે. કાગળ ગ્લેઝ પાકુ સોનેરી પુઠુ મોટી સાઇઝનું લગભગ ૬૦૦ પૃષ્ઠ છતાં કીંમત રૂ. ૪ાા પોષ્ટેજ ૧૦ આના જુદા રફ કાગળ પાકું સોનેરી પુઠુ કીંમત રૂ. ૩ાા પોષ્ટેજ ૧૦ આના જુદા.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

---

ધર્મ વિજય પ્રેસ—અમદાવાદ